નાણે દંસણે ચરણ પ્રત્યેક, આઠ આઠ અતિચાર વિવેક॥ સમકિત મુલ બાર વ્રત તણા, અતિચાર એંશી તિહ ભણ્યા ॥ ૨ ॥ સંલેહણ તપ વિરેયાચાર, તેહના જાણી ચીસ અતિચાર ॥ સર્વ મલી એક સો ચઉત્રીસ, ગુરુસાખે મરહું નિશદીસ ॥ ૩ ॥ નાણ તણા આઠે આચાર, વિપરીતા ચરણે અતિચાર ॥ તે પ્રમાદ વલી આણાભોગ, તે આલોવું ગુરૂ સંજોગ ॥૪ ॥ કાલે ન ભણ્યો ભણ્યા અકાલ, વિનયહીન બહુમાન નિટાલ ॥ ન વહ્યા આવશ્યક ઉપધાન, પૂછ્યા ગુરૂ ઓલવ્યા પ્રધાન ॥ ૫॥ અક્ષર કાને માત્ર અશુદ્ધ, સુત્ર અર્થ બણુ કહ્યા વિરૂદ્ધ ॥ સૂત્ર અર્થ જિનભાષિત એત, ભણ્યા કુડ વિસ્તર સંકેત ॥ ૬ ॥ નાણે એ આઠ અતિચાર, વલીય અનેરા ઘણા પ્રકાર ॥ નિન્હવણા સાયણ અંતરાય, વિસંવાદ ને કર્યા કસાય ॥ ૭ ॥ અક્ષર ચાંપ્યા ચરણહ હેઠ, મુદ્રાગાલણ દીધી દ્રેઠ ॥ નાણે પગરણ આંસાતના, જે મેં કીધી તસુ ભાવના ॥ ૮ ॥ સુક્ષ્મ બાદર ઉભય પ્રકાર, જે મુજને લાગ્યાં અતિચાર ॥ કરજોડી મસ્તક નામીયે, આ ભવ પરભવ તે ખામીયે ॥ ૯ ॥ અહનિશિ પખ્ખી ચઉમાસી કુડં, સંવચ્છરી મિચ્છા દુક્કડં ॥ અરિહંત સિદ્ધ સબ્બે જાણજો, ગુરૂ સાખે તે મુજને હોજો ॥ ૧૦ ॥

જ્ઞાનાચારના આઠ અતિચાર તેહને વિષે જે કોઈ પખ્ખી ચઉમાસી સંવચ્છરી દિવસને વિષે અતિક્રમ વ્યતિક્રમ અતિચાર

અનાચાર લાગ્યો હોય તે સવી હું ગ । વચન કાયાયેં કરી। મિચ્છામિ દુક્કડં.

દંસણ ભણ્યા આઠ આચાર, વિપરીતા ચરણે અતિચાર ॥ તે પ્રમાદ વલી આણાભોગ, તે આલોવું ગુરૂ સંજોગ ॥ ૧૧ ॥ સંકા દેસત સર્વત કરી, નિરતી આણ હીયે નહુ ધરી ॥ લેખવ્યા ધર્મ સવે સારિખા, સત્ય ન લીધો કરી પારિખા ॥ ૧૨ ॥ ધર્મતણા ફલનો સંદેહ, અહવા નિરખી મુનિવર દેહ ॥ મલિ મઇલા દુગંધ વિશેષ. તસુ હીલા કીધી વિશેષ ॥ ૧૩ ॥ શ્રુત સાગર ગાઢા ગંભીર, રહ્યા મૂંઝ નવિ પામ્યો તીર ॥ સાધુ સાહમ્મી જાણી ગુણ!, ઉપવૃહણા નહુ કીધી ઘણી ॥ ૧૪ ॥ સુદ્ધ ધર્મથી પડતો જાણ. ઉડંભાહિક નહુ મન આણ ॥ તે થીર ન કર્યો જિમ શ્રી વીર, મેઘકુમાર પહુચાવ્યો તીર ॥ ॥ ૧૫ ॥ મહાશતક સંતાપ્યો નાર, સંથારે ચડિયો અવધાર ॥ રીસાણો ગૌતમ પાડવા, રોષ ખમાવી દૃઢ મતિ કર્વી ॥ ૧૬ ॥ એહવો થિરીકરણ નહુ કર્યો, જિનશાસન વચ્છલ ગુણ ભર્યો ॥ ભલે ભાવ ને કીધો નહિ. અંતર ભગતિ ચિત્ત નહુ વહી ॥ ૧૭ ॥ ધન ધન જિનશાશન ઇમ કહું. મિથ્યાતી સુધો મતિ લહે ॥ જે દેખી ભાવે ભાવના, તે નહુ કાધી સુપ્રભાવના ॥ ૧૮ ॥ સુક્ષ્મ બાહર ઉભય પ્રકાર. જે મુજને લાગ્યા અતિચાર ॥ કરજોડી મસ્તક નામીયેં, આ ભવ પરભવ તે ખામીયેં ॥ ૧૯ ॥ અહનિશિ પખ્ખી

ચઉમાસી પુંડં, સંવચ્છરી મિચ્છામિ દુક્કડં ॥ અરિહંત સિદ્ધસવે જાણજો, ગુરૂ સાખે તે મુજને હોજો ॥ ૨૦ ॥

દર્શનાચારના આઠ અતિચાર તેહુને વિષે જે કોઇ પખ્ખી ચઉમાશી સંવચ્છરી દિવસને વિષે અતિક્રમ વ્યતિક્રમ અતિચાર અનાચાર લાગ્યો હોય તે સવિ હું મન વચન કાયાયેં કરી મિચ્છામિ દુક્કડં.

ચરણે ભણ્યા આઠ આચાર, વિપરીતા ચરણે અતિચાર ॥ તે પ્રમાદ વળી આણાભોગ, તે આલોવું ગુરૂ સંજોગ ॥ ૨૧ ॥ મારગ સમિતિ સહિત ચાલિયેં, સાવદ્ય રહિત વચન બોલિયેં ॥ દોષ રહિત લીજે આહાર, કરવો મુકણ ગ્રહણ વિચાર ॥ ૨૨ ॥ દૃષ્ટિયેં જોઇ પમજ્જણ કરી, લેવું મૂકવું ચિત્ત ધરી ॥ ચોથી સમિતિ એહ જાણવી. હવે પંચમી હિયડે આણવી ॥ ૨૩ ॥ રૂડે દશ ગુણ ઠંડિલ જોઇ, જીવ વિરાહણ જિહાં નવિ હોય ॥ ઉચ્ચારાદિક તિહાં પરિઠવે, પંચમી સમિતિ એણિપેરે હુવે ॥ ૨૪ ॥ આર્ત્તરૌદ્ર ચિંતન પરિહરે, સર્વજીવની સમતા ધરે ॥ એણિપરે ચિત્ત સદા રાખિયેં, મનોગુપતિ પ્રવચન ભાખિયેં ॥ ૨૫ ॥ માની સાનં નહુ વવહરે, હુંકારાદિક સવિ સંવરે ॥ વચન ગુપતિ તે કહિયે સહી, સુગુરૂ તણે વચને મેં લહી ॥ ૨૬ ॥ દુસ્સહ ચઉવિહ ઉવસગ્ગ સહે ॥ મેરૂતણિ પરે નિશ્ચલ રહે ॥ તનુ વોસરાવી કાઉસગ્ગ કરે, કાય ગુપતિ જિન ઇમ ઉચ્ચરે

॥ ૨૭ ॥ એણિપરે આઠે પ્રવચન માય. સઘલું પ્રવચન જિહાં સમાય ॥

જાવ જીવ સાધે પાલિયેં, અસમિતિ મતિ દુરે ટાલિયેં ॥ ૨૮ ॥ પોસહ સમાયિક અવસરેં, શ્રાવક એહતણી ખપકરે ॥ નાણાદિક પંચે આચાર, સાધુ શ્રાવકને સરસ વિચાર ॥૨૯॥ સુક્ષ્મ બાદર ઉભય પ્રકાર, જે મુજને લાગ્યા અતિચાર ॥ કરજોડી મસ્તક નામિયેં, આ ભવ પરભવ તે ખામિયેં ॥૩૦॥ અહનિશિ પખ્ખી ચઉમાસી કુડં, સંવચ્છરી મિચ્છા દુક્કડં॥ અરિહંત સિદ્ધ સવેજાણજો, ગુરૂસાખેં તે મુજને હોજો ॥૩૧॥

ચારિત્રાચારના આઠ અતિચાર તેહુને વિષે જે કોઈ પખ્ખી ચઉમાસી સંવચ્છરી દિવસને વિષે અતિક્રમ વ્યતિક્રમ અતિચાર અનાચાર લાગ્યો હોય તે સવી હું મન વચન કાયાયેં કરી મિચ્છામિ દુક્કડં.

હવે વિશેષ શ્રાવકનો ધર્મ, સમકિત તત્વ લહે લઘુકર્મ ।.સમકિત લાધે સર્વ પ્રમાણ, જપ તપ સંજમ નાણ વિનાણ ॥૩૨॥ સમકિત રતન જતન કરી ગ્રહો, જાસુ પ્રસાદે શીવ સુખ લહો સમકિત પાખે શીવ પદ દૂર, ચઉગઇ જીવ ભમે ભવ ભૂર ॥ ૩૩ ॥ ચારિત્ર પાલે વાર અનંત, તો પણ નહુ પામે ભવ અંત॥ ઇમજાણી સમકિત આદરો, સમકિત આદર કિરિયા કરો ॥ ૩૪ ॥ સમકિત કિરિયા બે જો મીલે. તો ભવ ભમવાનાં ભયટલે ॥ સમકિત સુધા દંસણ નાણ, દેવ ગુરૂ ધર્મ વિષે તે પ્રમાણ ॥૩૫॥

દેવ એક અરિહંત વિહિત, રાગદ્વેષ વૈરિ જિણુ જીત ॥ દોષ અઢાર રહિત હિતકાર, ત્રિભુવન જનને તારણહાર ॥ ૩૬ ॥ નામ ઠવણુ દ્રવ્ય ભાવ વિચાર, નિક્ષેપા અનુયોગ દુવાર ॥ ચિહું પ્રકારે અણિપરે અરિહંત, ચઉથે ભેદ નમું જયવંત ॥ ૩૭ ॥ ચઉવીસત્થો ભણતાં નામ, જિન નામે તસુ કરૂં પ્રણામ ॥ ઠવણા શ્રી જિન પ્રતિમા કહી, જિનભાવે તે વંદુ સહી ॥ ૩૮ ॥ પંચમ ઝયણ આવશ્યકતણે, અધિકારે યતિ શ્રાવક ભણે ॥ પઢમઉવંગે દસમે અંગ, પ્રગટ સાખી જાણો મન રંગ ॥ ૩૯ ॥ આવંતી ચઉવીસી હુસ્યે, લહિ કેવલ જિન ધર્મ ભાખસ્યે ॥ આગમ ભાખ્યા દ્રવ્ય જિણિંદ, તે પ્રણમું મન ધરિ આણંદ ॥ ૪૦ ॥ ઇમ ચઉવીસી જે જિન યદા, એહિજ ચઉવીસત્થો તદા ॥ વંદનિક ઇમ દ્રવ્ય જિનેશ, ગુરૂ પુછી જાણો સુવિશેષ ॥ ૪૧ ॥ એણી પરેં દેવતત્વ અરિહંત, ગુરૂસુ સાધુ જે જગ ગુણવંત ॥ સૂધો નિરવદ્ય દે ઉપદેશ, ટાળે સાવદ્યનો લવ લેશ ॥ ૪૨ ॥ પરિગ્રહત્તે આરંભ નિવાર, વરતે નિરતે પંચાચાર ॥ આણ ક્રિયા જે પાલે ખરી, દોષ રહિત વહોરે ગોચરી ॥ ૪૩ ॥ ઇસ્યા સુગુરૂ ગુરૂ તત્વ સદહું તેહની આણા મસ્તક વહું ॥ જિન ભાષિત તે સાચો ધર્મ, પાલતાંઆપે શીવ સર્મ ॥ ૪૪ ॥ સર્વ જીવ વલી હણુવા નહિ ઇણુ ઉપદેશેં ધર્મ હુવે સહિ ॥ એક કરિ થાપે આરંભ ધર્મ, તે જિન મતનું ન લહે મર્મ ॥ ૪૫ ॥

ધર્માર્થે આરંભ મિથ્યાત, એહવી વાત કરે વિખ્યાત ॥ બહુ જન માંહે જે ઇમ કહે, તે પણ જૈન ધર્મ નવિ લહે ॥ ૪૬ ॥ એ બે ભાવ જિહાં એ નહિ. તેહિજ ધર્મ સાચો સદ્દહી ॥ એણિપ્રરે પાલું ત્રિણે તત્ત, સાચું સદ્દહતાં સમકિત ॥ ૪૭ ॥ સમકિતમૂલ ભણ્યા વ્રત બાર, તેહના પંચ પંચ અતિચાર॥ ગુરૂમુખ સાંભળી તેહની વિગત, જાણી ટાલશું આતમ શક્ત ॥ ૪૮ ॥ જીવાદિક જિન ભાષિત તત્ત, સાચું સદ્દહતાં સમકિત ॥ તેહ વિષે સંશય આણિયેં, સંકા દોષ તે શ્રુતજાણિયેં ॥૪૯ ॥ બીજા ધર્મ તણો અભિલાષ, તે કંખા કહિયે જિન ભાષ ॥ ધર્મ તણા ફલનો સંદેહ, ત્રીજી વિતિગિચ્છાની રેહ ॥ ૫૦ ॥ મિથ્યા દ્રષ્ટિ પ્રશંશા કરે, તસુ પરિચય દંસણ અતિચરે, ॥ સમકિતના પંચય અતિચાર તેહ તણો કરસ્યું પરિહાર ॥ ૫૧ ॥ એહ છતાં સમકિત દુષાય, મૂલ વિના ફલ ફુલ ન થાય ॥ ધર્મ મૂલ તેમ સમકિત જાણ, એહ વિના હુવે બહુ વ્રત હાણ ॥ ૫૨ ॥ સમકિત વિણ વ્રત વાર અનંત, પાલતાં ન થયો ભવ અંત ॥ કરે અભવ્ય બહુ કાય કલેશ, તોય ન આવે સમકિત લેશ ॥ ૫૩ ॥ તિણ સમકિત જામલિ નહુ કોય, જિનવર વચન વિમાસી જોય ॥ સમકિત લાધે દુર્ગતિ ટલે, અનુક્રમે શિવપુર પદવી મિલે ॥૫૪॥ સુક્ષ્મ બાદર ઉભય પ્રકાર, જે મુજને લાગ્યા અતિચાર ॥ કરજોડી મસ્તક નામિયેં, આ ભવ પરભવ તે ખામિયે

॥ ૫૫ ॥ અહનિશિ પખ્ખિ ચઉમાસી કુડં, સંવચ્છરી મિચ્છા દુક્કડં ॥ અરિહંત સિદ્ધ સવિ જાણજો, ગુરૂ સાખે તે મુજને હોજો ॥ ૫૬ ॥

સમકિતના પાંચ અતિચાર તેહને વિષે જે કોઇ પખ્ખી ચઉમાસી સંવચ્છરી દિવસને વિષે અતિક્રમ વ્યતિક્રમ અતિચાર અનાચાર લાગ્યો હોય તે સવિ હું મન વચન કાયાયે કરી 'મિચ્છામિ દુક્કડં.

રીસે દ્દઢ બંધન દ્દઢઘાત, અંગચર્મનો કરે વિઘાત ॥ અતિ ભારા રોપણ વિખ્યાત, રૂંધી જે જે પાણીભાત ॥૫૭॥ પહિલા વ્રતના એ અતિચાર, ન લગાડે શ્રાવક સુવિચાર ॥ ॥ વ્રતનો ધારક એમ જાણિયેં, તેહના ગુણ હિયડે આણિયે ॥ ૫૮ ॥ સુક્ષ્મ બાદર ઉભય પ્રકાર, જે મુજને લાગ્યા અતિચાર ॥ કર જોડી મસ્તક નામિયેં, આ ભવ પરભવ તે ખામિયેં ॥ ૫૯ ॥ અહનિશિ પખ્ખી ચઉમાસી કુડં, સવચ્છરી મિચ્છા દુક્કડં ॥ અરિહંત સિદ્ધ સાવિ જાણજો, ગુરૂ સાખે તે મુજને હોજો ॥ ૬૦ ॥

પહેલું થુલ પ્રાણાતિપાત વિરમણ વ્રત તેહના પાંચ અતિચાર તેહને વિષે જે કોઈ પખ્ખી ચઉમાસી સંવચ્છરી દિવસને વિષે અતિક્રમ વ્યતિક્રમ અતિચાર અનાચાર લાગ્યો હોય તે સવિ હું મન વચન કાયાયેં કરી મિચ્છામિ દુક્કડં.

કૂડ આલ દે સહસાકાર, ગુજ્જ પ્રકાસે જે અવિચાર ॥ મંત્ર ભેદ નિજ નારી તણો, કરતાં લાગે દૂષણ ઘણો॥૬૧॥

જે દીજે મિથ્યા ઉપદેશ, કર્મ ધર્મ પામિયે કિલેશ ॥ કૂડ
લેખ એ બીજે વ્રતે, અતિચાર સમરસું દિન પ્રતે ॥ ૬૨ ॥
સુક્ષ્મ બાદર ઉભય પ્રકાર, જે મુજને લાગ્યા અતિચાર ॥
કરજોડી મસ્તક નામિયેં, આ ભવ પરભવ તે ખામિયે॥૬૩॥
અહનિશિ પખ્ખી ચઉમાસી કુડં, સંવચ્છરી મિચ્છા દુક્કડં॥
અરિહંત સિદ્ધ સવે જાણજો, ગુરૂ સાખે તે મુજને હોજો॥૬૪॥

બીજું થુલ મૃષાવાદ વિરમણ વ્રત તેહના પાંચ અતિચાર તેહને વિષે જે કોઇ પખ્ખી ચઉમાસી સંવચ્છરી દિવસને વિષે અતિક્રમ વ્યતિક્રમ અતિચાર અનાચાર લાગ્યો હોય તે સવિ હું મન વચન કાયાયે કરી મિચ્છામિ દુક્કડં.

ચોર હરી વસ્તુ વવહરે, ચોર પ્રયોગ સખાયત કરે ॥
દાણ વિસાઇ રાજય વિરૂદ્ધ, ઉત્તમ શ્રાવકને પ્રતિસિદ્ધ ॥૬૫॥
વાની ભેલાને કૂડુ માન, કૂડ તોલ પરિહરે સુજાણ ॥ ત્રીજા વ્ર-
તના એ અતિચાર, પંચતણો કરશું પરિહાર ॥ ૬૬ ॥ સુક્ષ્મ
બાદર ઉભય પ્રકાર, જે મુજને લાગ્યા અતિચાર ॥ કરજોડી
મસ્તક નામિયેં. આ ભવ પરભવ તે ખામિયેં ॥૬૭॥ અહ-
નિશિ પખ્ખી ચઉમાસી કુંડ, સંવચ્છરી મિચ્છા દુક્કડં ॥
અરિહંત સિદ્ધ સવે જાણજો, ગુરૂ સાખે તે મુજને હોજો
॥ ૬૮ ॥

ત્રીજું થુલ અદત્તાદાન વિરમણ વ્રત તેહના પાંચ અતિચાર તેહને વિષે જે કોઇ પખ્ખી ચઉમાસી સંવચ્છરી દિવસને વિષે અતિક્રમ વ્યતિક્રમ અતિચાર અનાચાર લાગ્યો હોય તે સવિ હું મન વચન કાયાયે કરી મિચ્છામિ દુક્કડં.

ભાડે રાખી થોડે કાલ, ઇત્તર પરિગ્ગહિયા સંભાર ॥ વિધવા દાસી વેશ્યા જાણુ, અપરિગ્ગહિયા તે મન આણુ ॥ ૬૯ ॥ તેહ તણો જે કીજે સંગ, ઉત્તમને જાણો વ્રત ભંગ ॥ ફરસે પરનારીનાં અંગ, ક્રીડા કહિયેં તેહ અનંગ ॥ ૭૦ ॥ આતમ સંતતિ વિણુ પરતણા, મેલે નાત્રા જે નર ઘણા ॥ કામ ભોગ નાવે સંતોષ, ચઉથે વ્રત એ પંચે દોષ ॥ ૭૧ ॥ શેઠ સુદંસણ પ્રમુખ અનેક, તેહના ગુણ જાણે સુવિવેક ॥ નિરતિચાર જે પાલે શીલ, આ ભવ પરભવ તેહને લીલ ॥ ૭૨ ॥ સુક્ષ્મ બાદર ઉભય પ્રકાર, જે મુજને લાગ્યા અતિચાર ॥ કરજોડી મસ્તક નામિયેં, આ ભવ પરભવ તે ખામિયેં ॥ ૭૩ ॥ અહનિશિ પખ્ખી ચઉમાસી કુડં, સંવચ્છરી મિચ્છા દુક્કડં ॥ અરિહંત સિદ્ધ સવે જાણજો, ગુરૂ સાખે તેહ મુજને હોજો ॥ ૭૪ ॥

ચોથું સ્વદારા સંતોષ પરદારા વિરમણ વ્રત તેહના પાંચ અતિચાર તેહને વિષે જે કોઈ પખ્ખી ચઉમાસી સંવચ્છરી દિવસને વિષે અતિક્રમ વ્યતિક્રમ અતિચાર અનાચાર લાગ્યો હોય તે સવિ હું મન વચન કાયાયેં કરી મિચ્છામિ દુક્કડં.

બાંધી મુકે જે ધન ધન્ન, એણિ પરે રૂપ સોવન્ન હિરન્ન ॥ ખેત્ર ગેહ બે મેલી એક, દુપદ ચઉપદ ગર્ભ અનેક ॥ ૭૫ ॥ કુવિય વધારે તોલે જેહ, પરિગ્રહમાન અતિક્રમે તેહ ॥ પંચમ વ્રત અતિચાર નિવાર, સફલ કરે તે ધન સંસાર ॥ ૭૬ ॥

સુક્ષ્મ બાદર ઉભય પ્રકાર, જે મુજને લાગ્યા અતિચાર ॥ કરજોડી મસ્તક નામિયે, આ ભવ પરભવ તે ખામિયેં ॥ ૭૭ ॥ અહનિશિ પખ્ખી ચઉમાસી કુડં, સંવચ્છરી મિચ્છા દુક્કડં ॥ અરિહંત સિદ્ધ સવે જાણજો, ગુરૂ સાખે તે મુજને હોજો ॥ ૭૮ ॥

પાંચમું પરિગ્રહ પરિમાણ વ્રત તેહના પાંચ અતિચાર તેહને વિષે જે કોઈ પખ્ખી ચઉમાસી સંવચ્છરી દિવસને વિષે અતિક્રમ વ્યતિક્રમ અતિચાર અનાચાર લાગ્યો હોય તે સવિ હું મન વચન કાયાયે કરી મિચ્છામિ દુક્કડં.

ઉંચો નીચો તિરછી દીશેં, માન અતિક્રમ કરિયેં વશેં ॥ સ્વાર્થ ઉણો અધિકો કરે, પંચમ માન કર્યો વિસરે ॥ ૭૯ ॥ છઠા વ્રતના એ અતિચાર, ન લગાડે શ્રાવક સુવચાર ॥ વ્રતનો ધારક ઇમ જાણિયેં, તેહના ગુણ હિયડે આણિયેં ॥ ૮૦ ॥ સુક્ષ્મ બાદર ઉભય પ્રકાર, જે મુજને લાગ્યા અતિચાર ॥ કરજોડી મસ્તક નામિયેં, આ ભવ પર ભવ તે ખામિયેં ॥ ૮૧ ॥ અહનિશિ પખ્ખી ચઉમાસી કુડં, સંવચ્છરી મિચ્છા દુક્કડં ॥ અરિહંત સિદ્ધ સવે જાણજો, ગુરૂ સાખે તે મુજને હોજો ॥ ૮૨ ॥

છઠું દિશિવિદિશિ પરિમાણ વ્રત તેહના પાંચ અતિચાર તેહને વિષે જે કોઇ પખ્ખી ચઉમાસી સંવચ્છરી દિવસને વિષે અતિક્રમ વ્યતિક્રમ અતિચાર અનાચાર લાગ્યો હોય તે સવિ હું મન વચન કાયાયેં કરી મિચ્છામિ દુક્કડં

સપ્તમવ્રત હવે કરિશું વિચાર, તેહના સંભારૂં અતિ-ચાર ॥ કરમે પનરહ ભોજન પંચ, એવં વીસ નહિ ખલ-ખંચ ॥ ૮૩ ॥ સચિત આહારે અચિતે વૃંદ, વૃક્ષ થકી ઉ-ખેડી ગુંદ ॥ ખારેક રાએણ બીજ સમિદ્ધ, બીજે છે સચિત પ્રતિ બદ્ધ ॥ ૮૪ ॥ અગ્નિ અપક્વ તે અપ્પોલિયા, ઓલા પુહુંક તે દુપ્પોલિયા ॥ બીજ રહિત ઓસહિ જે તુચ્છ, જે ભુંજે તેહની મતિ તુચ્છ ॥ ૮૫ ॥ અતિચાર ભોજન જાણવા, કરમાદાન પન્નર ટાલવા ॥ ત્રિવિધે શ્રાવકનો આચાર, પં-ચમ અંગે ભણ્યો વિચાર ॥ ૮૬ ॥ (યતઃ શ્રી ભગવતી સૂત્રે અષ્ટમશતકે પંચમોદ્દેશકે )

"જે ઇમે પુણો સમણો વાસગા ભવંતિ તેસિંનો કપ્પં-તિ ઇમાઇં પન્નરસ કમ્માદાણાઇં સઇં કરેત્ત એવા કારવત્તએ વા. કરંતંવા અન્નં સમણુ જાણિત્ત એવા ॥ તંજહા ઇંગાલ-કમ્મે વણકમ્મે, સાડીકમ્મે, ભાડીકમ્મે, ફોડીકમ્મે, દંતવા-ણિજ્જે, લખ્ખવાણિજ્જે, રસવાણિજ્જે, કેસવાણિજ્જે, વિસ-વાણિજ્જે, જંતપિલ્લણકમ્મે, નિલ્લંછણકમ્મે, દવગ્ગિદાવણયા, સરદહતલાવસોસણયા, અસઇજણપોસણયા." ( ઇતિવ-ચનાત્ )

ભાડભુંજ સોનાર ઠંઠાર, ઈંટિવાહ નીવાહ લોવાર ॥ ધા-તુ ધમણ ઇત્યાદિ અધર્મ, એપહિલો ઇંગાલી કર્મ ॥ ૮૭ કણ ભરડાવે આટા દાલ, પાન ફુલ ફલ વિક્રય ટાલ ॥ મુંઢ

લોઢાવે જે કપાસ, વણ કર્મ તે ભણી પાપ નિવાસ ॥ ૮૮ ॥ વેંચે સગડ અને સગડંગ, સાડી કર્મ કરે વ્રત ભંગ ॥ સકટ પમુહ જસુભાડે વહે. ભાડી કર્મ તે ગિરૂઆ કહે ॥ ૮૯ ॥ જે ભુંઇ ફોડે હલ કુદ્દાલ, ખણિવો કૂપ સરોવર પાલ ॥ કાઢે લૂણ માટી પાષાણ ॥ ફોડી કર્મ કુકર્મની હાણ ॥ ૯૦ ॥ મૃગ મદ ચામર ને ગજદંત, કરે પ્રાણજે ત્રસનાં અંત ॥ આગર જલપી એ વવહરે, દંતવાણિજ્જ પાપે પિંડ ભરે ॥ ૯૧ ॥

લાખ ગુલી મણ સિલ ધાહુડી. તૂરી દૂષી સૂરી ફિટકડી ॥ સાજી સાબુ ને પડવાસ, ઇણ વ્યાપારે દુર્ગતિવાસ ॥ ૯૨ ॥ મધુ માખણ વિસમદ વવહાર, મીણ મહૂડા પ્રભૃતિ અસાર ॥ દુપદ ચઉપદ વિક્રય કરે, રસ કેસહ વાણિજ કેમ તરે ॥ ૯૩ ॥ વિસહલ લોહ અને હરતાલ, વેંચે બહુ સાવદ્ય હથિયાર ॥ એ વિષ વાણિજ પ્રવચન જાણ, નહુટાલે તેહને વ્રતહાણ ૯૪ ॥ ઇષ તેલ સરસવ એરંડ, પ્રમુહ પીલણે પાપ પ્રચંડ ॥ તેલ દલેલનું દેવું વાર, યંત્ર પીલણ કર્મ અધર્મનિ વાર ॥ ૯૫ ॥ નાસાવેધ અંકનું દાણ, ગલકંબલ કાપે જે અજાણ ॥ વીંધી કરે કરણનો છેદ, નિલ્લંછણનો કરે નિસેધ ॥ ૯૬ ॥ પુણ્ય બુદ્ધિ વસુને દવ દેઇ, દવદાણે તે સુકૃત ખવેઇ ॥ કૂવા સર નદી દ્રહ જલ શોષ, મોટું દૂષણ તે સર શોષ ॥ ૯૭ ॥ સૂઆ સાલહિ તીતર મોર, કૂકડ કૂકર હિયે કઠોર ॥ દુષ્ટ ચિત્ત દાસી મંજાર, પોષે અસતી પોષ નિવાર

॥ ૯૮ ॥ સતમવ્રત વિષે અતિચાર, ટાલંતા શ્રાવક આચાર ॥ પાટા તુલાવટ દાણુ અધર્મ, એમ અને રાજે ખર કર્મ ॥ ૯૯ ॥ સુક્ષ્મ બાદર ઉભય પ્રકાર, જે મુજને લાગ્યા અતિ-ચાર ॥ કરજોડી મસ્તક નામિયેં, આ ભવ પર ભવ તે ખા-મિયેં ॥ ૧૦૦ ॥ અહનિશિ પખ્ખી ચઉમાસી કુડં, સંવ-ચ્છરી મિચ્છા દુક્કડં ॥ અરિહંત સિદ્ધ સવે જાણજો, ગુરૂ સાખે તે મુજને હોજો ॥ ૧૦૧ ॥

સાતમું ભોગોપભોગ પરિમાણુ વ્રત તેહના વીશ અતિચાર પાંચ ભોજનના ને પંદર કર્માદાનના એવં વીશ અતિચાર તેહને વિષે જે કોઇ પખ્ખી ચઉમાસી સંવચ્છરી દિવસને વિષે અતિ-ક્રમ વ્યતિક્રમ અતિચાર અનાચાર લાગ્યો હોય તે સવિહું મન વચન કાયાયેં કરી મિચ્છામિ દુક્કડં.

અષ્ટમવ્રત પંચય જાણવા, સકતિસીમ તે પણ ટાલવા ॥ જેહથી દીપે કામ વિકાર, ઇસ્યા વચન બોલે અવિચાર ॥ ૧૦૨ ॥ ભંડ તણી પરે ચેષ્ટા કરે, લોક હસાડી વ્રત અતિ ચરે ॥ મુખથી ભાષે આલપંપાલ, લોકમાંહે ભણિયે વા-ચાલ ॥૧૦૩॥ જોગ કરે અધિકરણ તણો, એણિપરે લાગે દૂષણ ઘણો ॥ ન્હાણ અધિક ખલજળ રેડવો, અધિકો ભોજન આરંભવો ॥૧૦૪॥ એહ અતિચાર સહુ ટાલિયેં, નિરમલ અષ્ટમવ્રત પાલિયે ॥ શ્રાવકને એ કરવા નહિ, એહ વાત જિન આગમ કહી ॥૧૦૫॥ સૂક્ષ્મ બાદર ઉભય પ્રકાર, જે મુજને લાગ્યા અતિચાર ॥ કર જોડી મસ્તક નામિયે, આ-

ભવ પરભવ તે ખામિયે ॥૧૦૬॥ અહનિશિ પખ્ખી ચઉમાસી કુડં, સંવચ્છરી મિચ્છા દુક્કડં ॥ અરિહંત સિદ્ધ સવે જાણજો, ગુરૂ સાખે તે મુજને હોજો ॥૧૦૭॥

આઠમું અનર્થ દંડ વિરમણ વ્રત—તેહના પાંચ અતિચાર તેહને વિષે જે કોઈ પખ્ખી ચઉમાસી સંવચ્છરી દિવસને વિષે અતિક્રમ વ્યતિક્રમ અતિચાર અનાચાર લાગ્યા હોય તે સવિ હું મન વચન કાયાયે કરી મિચ્છામિ દુક્કડં

સામાઇક લીધે દુર્ધ્યાન, મન આણે તે દોષ નિધાન ॥ વચને ભાષે જે હસપાપ, કાયાયે કરી તે પ્રાણુ સંતાપ॥૧૦૮॥ વિસ્મૃતિ આવે વેલા તાણી, આદર ન કરે જે વ્રત ભણી ॥ નવમા વ્રતના જે અતિચાર, જે ટાલે તસુ હું બલિહાર ॥૧૦૯॥ સૂક્ષ્મ બાદર ઉભય પ્રકાર, જે મુજને લાગ્યા અતિચાર ॥ કરજોડી મસ્તક નામિયેં, આભવ પરભવ તે ખામિયેં ॥૧૧૦॥ અહનિશિપખ્ખી ચઉમાસી કુડં, સંવચ્છરીમિચ્છા દુક્કંડં ॥ અરિહંત સિદ્ધ સવે જાણજો, ગુરૂ સાખે તે મુજને હોજો ॥૧૧૧॥

નવમું સામાઈક વ્રત તેહને વિષે જે કોઇ પખ્ખી ચઉમાસી સંવચ્છરી દિવસને વિષે અતિક્રમ વ્યતિક્રમ અતિચારઅનાચાર લાગ્યા હોય તે સવિ હું મન વચન કાયાયે કરી મિચ્છામિ દુક્કડં.

દશામે વ્રત દિશિનું પરિમાણ, સંખેપે જેહ શ્રાવક જાણ ॥ તેના જાણી પંચય દોષ, ટાલી આણે મન સંતોષ॥૧૧૨॥

બાહિર થકી માંહે આણવે, માંહિ થકી બાહિર મોકલે ॥ સાદ કરી દેખાડે રૂપ, કાંકરી નાંખી કહે સરૂપ ॥૧૧૩॥ સૂક્ષ્મ બાદર ઉભય પ્રકાર, જે મુજને લાગ્યા અતિચાર ॥ કર જોડી મસ્તક નામિયેં, આભવ પરભવ તે ખામિયેં ॥૧૧૪॥ અહનિશિ પખ્ખી ચઉમાસી કુડં, સંવચ્છરી મિચ્છા દુક્કડં ॥ આરહંત સિદ્ધ સવે જાણજો, ગુરૂ સાખે તે મુજને હોજો ॥૧૧૫॥

દશમું દેશાવગાસિક વ્રત તેહના પાચ અતિચાર તેહનેવિષે જે કોઈ પખ્ખી ચઉમાસી સંવચ્છરી દિવસને વિષે અતિક્રમ વ્યતિક્રમ અતિચાર અનાચાર લાગ્યો હોય તે સવિ હું મન વચન કાયા યેં કરી મિચ્છામિ દુક્કડં

અતિચાર ઈગીયારમે વ્રતે, સકતિ સીમ ટાલશું દિન પ્રતે ॥ અપ્રતિ લેખી દુઃપ્રતિ લેખ, શય્યા સંથારો ઉવેખ ॥૧૧૬॥ અપમર્જ્જણ દુઃપમર્જ્જણ કરી, શય્યા સંથારો પરિહરિ ॥ નીતિ વડી લહુડી થંડિલા, પડિ લેહણ પમર્જ્જણ ભલા ॥૧૧૭॥ સમ્યક્ વિધિ એનહુ પાલિયે, પોષહ અતિચાર ટાલિયેં ॥ પરવતિથે એ વ્રત અધિકાર, જાણે શ્રાવક જે સવિચાર ॥૧૧૮॥ સૂક્ષ્મ બાદર ઉભય પ્રકાર, જે મુજને લાગ્યા અતિચાર॥ કર જોડી મસ્તક નામિયેં, આ ભવ પરભવ તે ખામિયેં ॥૧૧૯॥ અહનિશિ પખ્ખિ ચઉમાસી કુડં, સંવચ્છરી મિચ્છા દુક્કડં અરિહંત સિદ્ધ સવે જાણજો, ગુરૂ સાખે તે મુજને હોજો ॥૧૨૦॥

ઇગીયારમું પોસધવ્રત તેહના પાંચ અતિચાર તેહને વિષેજે કોઈ પખ્ખી ચઉમાસી સંવચ્છરી દીવસને વિષે અતિક્રમ વ્યતિક્રમ અતિચાર અનાચાર લાગ્યો હોય તે સવિ હું મન વચન કાયાયેં કરી મિચ્છામિ દુક્કડં

પર્વ દિવસ પોસહ પારણે, અવલોકે નિજ ઘર બારણે ॥ ભોજન વેલા પામી સાધ, મન ચિંતવે ભલે એ લાધ ॥૧૨૧॥ મૂકે સચિત ઉપરેં જેહ, સચિત શું વલી ઢાંકે તેહ ॥ વસ્તુ આપણી પરની કહે, ભોલપણે મન મચ્છર વહે ॥ ૧૨૨ ॥ ગોચર વેલાટાલી કરી, સાધુ નિમંત્રે ભોલમધરી ॥ બારમા વ્રતના એ અતિચાર, ટાલંતાં શ્રાવક આચાર ॥ ૧૨૩ ॥ સૂક્ષ્મ બાદર ઉભય પ્રકાર, જે મુજને લાગ્યા અતિચાર ॥ કરજોડી મસ્તક નામિયેં, આ ભવ પર ભવ તે ખામિયેં ॥ ૧૨૪ ॥ અહનિશિ પખ્ખી ચઉમાસી કુડં, સંવચ્છરી મિચ્છા દુક્કડં ॥ અરિહંત.સિદ્ધ સવે જાણજો, ગુરૂ સાખે તે મુજને હોજો ॥ ૧૨૫ ॥

બારમું અતિથિ સંવિભાગ વ્રત તેહના પાંચ અતિચાર તેહને વિષે જે કોઈ પખ્ખી ચઉમાસી સંવચ્છરી દિવસને વિષે અતિક્રમ વ્યતિક્રમ અતિચાર અનાચાર લાગ્યો હોય તે સવિ હું મન વચન કાયાયેં કરી મિચ્છામિ દુક્કડં.

રાજ રિદ્ધિ વંચ્છે ઇહ લોક, ઇંદ્રાદિક પદવી પરલોક ॥ સુખીયો વંછે બહુ જીવિયેં, દુઃખ આવે મરવું વંછિયેં ॥ ૧૨૬ ॥ કામ ભોગની આશા કરે, સંલેહણ એણિપરે

અતિ ચરે ॥ એ અતિચાર ટાલી વ્રત ધરે, તાસુ પ્રશંસા સુર પતિ કરે ॥ ૧૨૭ ॥ સૂક્ષ્મ બાદર ઉભય પ્રકાર, જે મુજને લાગ્યા અતિચાર ॥ કરજોડી મસ્તક નામિયે, આ ભવ પરભવ તે ખામિયેં ॥ ૧૨૮ ॥ અહનિશિ પખ્ખી ચઉમાસી કુડં, સંવચ્છરી મિચ્છા દુક્કડં ॥ અરિહંત સિદ્ધ સવે જાણજો, ગુરૂ સાખે તે મુજને હોજો ॥ ૧૨૯ ॥

સંલેખણાના પાંચ અતિચાર તેહુને વિષે જે કોઈ પખ્ખી ચઉમાસી સંવચ્છરી દિવસને વિષે અતિક્રમ વ્યતિક્રમ અતિચાર અનાચાર લાગ્યો હોય તે સવિ હું મન વચન કાયાયેં કરી મિચ્છામિ દુક્કડં.

તપાચાર બારહ આચાર, વિપરીતા ચરણે અતિચાર ॥ તે પ્રમાદ વલી આણા ભોગ, તે આલોવું ગુરૂ સંજોગ ॥ ૧૩૦ ॥ બાહિર અભ્યંતર છહ છહ ભેદ, એ જાણે જે હોઇ સભેદ ॥ દેખીતો તે બાહિર કહ્યો, અભ્યંતર બીજો સંગ્રહ્યો ॥ ૧૩૧ ॥ અણસણ કહિયેં જે ઉપવાસ, એક થકી જયાં લગે છ માસ ॥ ઊણોદરી ઉણો આહાર, એકબિ તિ કવલે કરી વિચાર ॥ ૧૩૨ ॥ વિગઇ સચિત્ત દ્રવ્યાદિક તણો, એહનો કરિયેં સંખેપણો ॥ વૃત્તિ સંખેય એ ત્રીજો ભેદ, આંબિલ નીવી રસ વિચ્છેદ ॥ ૧૩૩ ॥ શીત વાત આતપ જે સહે. એહને કાય કિલેશ જે કહે ॥ સંલીનતા જે અંગ ઉવંગ, આસન કરી સંવર બેરંગ ॥ ૧૩૪ ॥ એ છહ ભેદ

બાહિર તપ જાણુ ॥ છતી શક્તિ આલસ મન આણુ ॥ ન કર્યો જતન રતન આદરી, જાણ્યુ નાંખ્યો કાંકર કરી ॥ ૧૩૫ ॥ અભ્યંતર તપ તણા પ્રકાર, સુગુરૂ સાખે આલોયણુ સાર ॥ કાઢી શલ્ય ન તપ પડિ વજ્યો, વડા તણો વિનય મેં તજ્યો ॥ ૧૩૬ ॥ બાલ ગિલાન ને તપસી તણો, વેયાવચ્ચ ન કીધો ઘણો ॥ વાયણુ પુચ્છણુ પરિયટ્ટણા, ધમ્મ કહાને અણુ પેહણા ॥ ૧૩૭ ॥ પંચે ભેદ સઝાય નહુ કર્યો, ધ્યાન રંગ હિયડે નહુ ધર્યો ॥ યથાશક્તિ કાઉસગ્ગ નહુ કીધ, મણુય જનમનું નહુ ફલ લીધ ॥ ૧૩૮ ॥ સૂક્ષ્મ બાદર ઉભય પ્રકાર, જે મુજને લાગ્યા અતિચાર ॥ કરજોડી મસ્તક નામિયેં, આ ભવ પરભવ તે ખામિયેં ॥ ૧૩૯ ॥ અહનિશિ પખ્ખી ચઉમાસી કુડં, સંવચ્છરી મિચ્છા દુક્કડં ॥ અરિહંત સિદ્ધ સવે જાણજો, ગુરૂ સાખે તેહ મુજને હોજો. ॥ ૧૪૦ ॥

તપાચારના બાર અતિચાર તેહને વિષે જે કોઇ પખ્ખી ચઉમાસી સંવચ્છરી દિવસને વિષે અતિક્રમ વ્યતિક્રમ અતિચાર અનાચાર લાગ્યો હોય તે સવિ હું મન વચન કાયાયેં કરી મિચ્છામિ દુક્કડં.

વિરિયા ચાર ત્રાગે આચાર, વિપરીતા ચરણે અતિચાર ॥ તે પ્રમાદ વલી આણા ભોગ, તે આલોવું ગુરૂ સંજોગ ॥ ૧૪૧ ॥ રૂડું ધરમ ધ્યાન પરિહરી, આર્ત્ત રૌદ્ર તે હિયડે ધરી ॥ મનનો વીર્ય એમ ગોપવ્યો, અતિચાર પહિલો

એડચ્યો ॥ ૧૪૨ ॥ તાતિ કલહ નિંદા ચસ્તરી, પાપ તણે ઉપદેશે કરી ॥ ફોરવ્યો વિરિય વચન તણો, બીજો અતિચાર એ ભણ્યો ॥ ૧૪૩ ॥ કાયાયેં કીધો આરંભ ઘણો, ન કર્યો આવશ્યક વંદણો ॥ છતી શક્તિ આલસ વ્યાપાર, કાય વીર્ય ત્રીજો અતિચાર ॥ ૧૪૪ ॥ સૂક્ષ્મ બાદર ઉભય પ્રકાર, જે મુજને લાગ્યા અતિચાર ॥ કરજોડી મસ્તક નામિયેં, આ ભવ પરભવ તે ખામિયેં ॥ ૧૪૫ ॥ અહનિશિ પખ્ખી ચઉમાસી કુડં, સંવચ્છરી મિચ્છા દુક્કડં ॥ અરિહંત સિદ્ધ સવે જાણજો, ગુરૂ સાખે તે મુજને હોજો. ॥ ૧૪૬ ॥

વિરિયાચારના ત્રણ અતિચાર તેહને વિષે જે કોઈ પખ્ખી ચઉમાસી સંવચ્છરી દિવસને વિષે અતિક્રમ વ્યતિક્રમ અતિચાર અનાચાર લાગ્યો હોય તે સવિ હું મનવચનકાયાયેકરી મિચ્છામિ દુક્કડં.

એમ આલોવે સવિ વ્રતધાર, એકસો ચઉવીસે અતિચાર ॥ પર્વ દિવસ ગુરૂ સાખે કરી; જિનવર વચન તે હિયડે ધરી ॥ ૧૪૭ ॥ જાસુ નહિ વ્રતનો ઉચ્ચાર, તે આલોવે પાપ અઢાર ॥ દાહાતણો વરતારો કરે, ગુણતો સૂત્ર સવે ઉચ્ચરે ॥૧૪૮॥ જિનવર પ્રતિષેધ્યું તે કર્યું, કરવા કહ્યું તે નહુ કર્યું ॥ જિન ભાષિત જે નહુ સદહ્યું, આગમથી વિપરીત જે કહ્યું ॥ ૧૪૯ ॥ વ્રત ધારકને જે અતિચાર, અવિરતીને તે પાપ વ્યાપાર ॥ આલોવતાંહલુવા કરે, અલપ અલપ ભારેં ઉતરે ॥ ૧૫૦ ॥ નિંદણ ગરહણ ટાલે દોષ, થાયે ધર્મતણો એમ

પોષ ॥ સહુએ શ્રાવક એણિપરે કરે, હેલે જેમ ભય સાયર તરે ॥ ૧૫૧ ॥ ધનધનદશ શ્રાવક નિર્મલા, આણંદાદિકમન નિશ્ચલા ॥ કરે સલાઘા શ્રીમુખ વીર, જે પ્રભુ સાયર જેમ ગંભીર ॥ ૧૫૨ ॥ તેણિપરે હું વ્રત ન શકું પાલ ॥ પણ તેહનાં ગુણ મન સંભાલ ॥ શક્તિસીમ અવિરતી પરિહરૂં, વારં વાર અનુમોદન કરૂં ॥ ૧૫૩ ॥

એવં શ્રાવકના અતિચાર, એકસો ચઉવીસે સુવિચાર ॥ એકજછંદ કરી ચઉપઇ; પાર્શ્વચંદ્રસૂરિ હરખે કહી ॥૧૫૪ ॥ પખ્ખી ચઉમાસી સંવચ્છરી, સહુએ શ્રાવક આદર કરી ॥ શ્રાવિકાં ભણજો ગુણજો સદા, લેહજો શીવ સુખની સંપદા ॥ ૧૫૫ ॥

એવંકારે સમકિત મૂલ બારે વ્રતતણા એકસો ચઉવીસ અતિચારને વિષે જે કોઈ પખ્ખી ચઉમાસી સંવચ્છરી દિવસને વિષે અતિક્રમ વ્યતિક્રમ અતિચાર અનાચાર લાગ્યો હોય તે સવિ હું મન વચન કાયાયે કરી મિચ્છામિ દુક્કડં.

## ( અથ પુઢવાઇસુ પત્તેયં. )

પુઢવાઇસુ પત્તેયં, સગવણ પત્તેયણંત દસ ચઉદસ ॥ વિગલે દુદુ સુર નારય, તિરિય ચઉ ચઉદસ નરેસુ ॥ ૧ ॥ છઉમથ્થો મૂઢમણો કિત્તિયમિત્તંપિ સંવરઇ જીવો ॥ જંચ ન સંભરામિ, મિચ્છામિ દુક્કડં તસ્સ ॥ ૨ ॥ જં જં મણેણં બધ્ધં, જં જં વાયાએ ભાષિયં પાવં ॥ અસુહં કાએણં

કયં, મિચ્છામિ દુક્કડં તસ્સ ॥ ૩ ॥ સવ્વે જીવા કમ્મવસ, ચઉદહરજ્જૂ ભમંત ॥ તે મેં સવ્વૈ ખમાવિયા, મુજ્ઝવિ તેહ ખમંત ॥ ૪ ॥ ખમ્યો ખમાવ્યો મેં ખમ્યો, છ વિહ જીવ નિકાય ॥ સિદ્ધ સાખિ આલોયણા, તે મુઝ વૈરન ભાવ ॥૫॥ જે મેં જાણંતિ જિણા, અવરાહા જેસુ જેસુ ઠાણેસુ ॥ તં તહા આલોએમિ, માયા મોસં પમુત્તુણં ॥ ૬ ॥

## ॥ અથ શ્રી અજિત શાંતિસ્તવં ॥

અજિઅં જિઅસવ્વૈભયં, સંતિંચપસંત સવ્વગયપાવં॥ જય ગુરૂ સંતિ ગુણ કરે, દોવિ જિણવરે પણિ વયામિ ॥૧॥ ગાહા ॥ વવગય મંગુલ ભાવે, તેહં વિઉલ તવ નિમ્મલ સહાવે ॥ નિરૂવમ મહપ્પ ભાવે, થોસામિ સુદિઠ સપ્ભાવે ॥૨॥ ગાહા ॥ સવ્વ દુખ્ખપ્પસંતીણં, સવ્વ પાવપ્પ સંતિણં॥ સયા અજિઅ સંતીણં, નમો અજિઅ સંતિણં ॥૩॥ સિલોગો ॥ અજિઅજિણ સુહપ્પવત્તણં, તવ પુરિસુત્તમ નામ કિત્તણં ॥ તહય ધિઇમઇપ્પવત્તણં, તવય જિણુત્તમ સંતિ કિત્તણં ॥૪॥ માગહિઆ ॥ કિરિઆવિહિ સંચિઅ કમ્મ-કિલેસવિમુખ્ખયરં, અજિઅં નિચિઅં ચ ગુણેહિં મહા મુણિસિદ્ધિ ગયં ॥ અજિ અસ્સય સંતિ મહામુણિણો વિઅ સંતિકરં, સયયં મમ નિવ્વુઇ કારણયં ચ નમંસણયં ॥૫॥ આલિંગણયં ॥ પુરિસા જઇ દુખ્ખ વારણં, જઇઅવિમગ્ગહ સુખ્ખકારણં ॥ અજિઅં સંતિ ચ ભાવઓ, અભય-

કરે સરણં પવજ્જહા ॥૬॥ માગહિઆ॥ અરઇ રઇતિમિર વિરહિઅ મુવરય જરમરણં, સુરઅસુર ગરૂલ ભુઅગવઇ પયયપણિવઇઅં ॥ અજિઅ મહમવિઅ સુનયનયનિઉણ મભયકરં, સરણ મુવસરિઅ ભુવિદિવિજ મહિઅં સયય મુવણમે ॥૭॥ સંગયયં, તં ચજિણુત્તમ મુત્તમ નિત્તમ સત્ત-ધરં, અજ્જવ મદ્દવ ખંતિ વિમુત્તિ સમાહિનિહિં॥ સંતિ કરં પણુમામિદમુત્તમ તિથ્થયરં, સંતિમુણી મમ સંતિ સમાહિવરં દિસઉ ॥૮॥ સોવાણયં ॥ સાવથ્થિ પુવ્વપથ્થિ વંચ વરહથ્થિમથ્થય પસથ્થવિચ્છિન્ન સંથિઅં, થિર સિરિ-ચ્છવચ્છં મયગલલીલાય માણવર ગંધહથ્થિ પથ્થાણ પથ્થિઅં સંથવારિહં ॥ હથ્થિહથ્થબાહું ધંતકણગરૂઅગ નિરૂવ-હય પિંજરં, પવરલખ્ખણો વચિઅ સોમચારૂ રૂવં, સુઇસુહ મણાભિરામપરમ રમણિજ્જવર દેવદુંદુહિ નિનાય મહુરયર સુહગિરં ॥૯॥ વેઢ્ઢઓ ॥ અજિઅં જિઆરિગણં, જિઅ સવ્વ ભયં ભવોહરિઉં ॥ પણ મામિ અહં પયઓ, પાવં પસમેઉ મે ભયવં ॥૧૦॥ રાસાલુદ્ધઓ ॥ કુરૂજણવયહથ્થિણા ઉર નરેસરો પઢમં તઓ મહાચક્કવટ્ટિભો એ મહપ્પભાવો, જો બાવત્તરિપુરવરસહસ્સ વરનગરનિગમ જણવયવઇ, બત્તીસારાયવરસહસ્સાણુયાયમગ્ગો ॥ ચઉદસવરરયણ નવમહાનિહિ ચઉસટ્ઠિ સહસ્સપવરજુવઇણસુંદરવઇ, ચુ-લસી હયગય રહસય સહસ્સસામી, છન્નવઇગામકોડિ સામી, આસી જો ભારહંમિ ભયવં ॥૧૧॥ વેઢ્ઢઓ॥ તંસંતિં

સંતિકરં, સંતિમં સવ્વભયા॥ સંતિં થુણામિ જિણં, સંતિં વિહેઉ મે ॥૧૨॥ રાસાનંદિઅં ॥ ઇખ્ખાગ વિદેહ નરેસર નરવસહા મુણિવસહા, નવસારયસસિ સકલાણણ, વિગયતમા વિહુઅરયા ॥ અજિ ઉત્તમ તેઅ ગુણેહિં, મહામુણિ અમિઅ બલા વિઉલકુલા, પણમામિતે ભવભય મૂરણ, જગસરણા મમસરણં ॥૧૩॥ ચિત્તલેહા॥ દેવદાણવિંદ ચંદ સૂરવંદ હટ્ઠ તુટ્ઠજિટ્ઠ પરમ, લટ્ઠરૂવ ધંતરૂપ્પપટ્ટ સેય સુદ્ધનિદ્ધ ધવલ॥ દંતપંતિ સંતિ સત્તિ કિત્તિ મુત્તિ જુત્તિ ગુત્તિ પવર, દિત્ત તેઅ વંદધેઅ સવ્વલોઅ ભાવિઅપ્પ ભાવણેઅ પઇસમે સમાહિં ॥૧૪॥ નારાયઓ ॥ વિમલ સસિ કલાઇરે અસોમં વિતિમિર સૂર કલાઇરે અતેયં॥ તિઅસવઇ ગણાઇરે અરૂવં, ધરણિધર પ્પવરાઇરે અસારં ॥૧૫॥ કુસુમલયા॥ સતે અ સયા અજિઅં, સારીરે અબલે અજિઅં ॥ તવસંજમે અ અજિઅં, એસ થુણામિ જિણં અજિઅં ॥૧૬॥ ભુઅગપરિરિંગિઅં॥ સોમગુણેહિં પાવઇ નતં નવસરયસસી,તેઅગુણેહિં પાવઇનતં નવસરયરવી॥ રુવગુણેહિં પાવઇનતં તિઅસગણવઇ, સારગુણેહિં પાવઇનતં ધરણિધરવઇ ॥૧૭॥ ખિજ્જિયયં ॥ તિથ્થવર પવત્તયં તમરયરહિઅં, ધીરજણથુઅચ્ચિઅં ચુઅકલિકલુસં, સંતિસુહપ્પવત્તયં તિગરણ પયઓ, સંતિમહં મહામુણિં સરણ મુવણમે ॥૧૮॥ લલિઅયં ॥ વિણઓણય સિરરઇ અંજલિ રિસિગણ સંથુઅં થિમિઅં, વિબુહાહિવ ધણ વઇ નરવઇથુઅ મહિઅચ્ચિઅં બહુસો ॥ અઇરૂગ્ગય

સરયદિવાયરસમહિઅ સપ્પભં તવસા, ગયણં ગણવિઅ-
રણ સમુઇઅચારણ વંદિઅં સિરસા ॥ ૧૯ ॥ કિસલયમાલા
॥ અસુર ગરૂલ પરિવંદિઅં, કિંનરોરગણમંસિઅં ॥ દેવકોડિ
સયસંથુઅં, સમણ સંઘ પરિવંદિઅં ॥ ૨૦ ॥ સુમુહં ॥
અભયં અણહં, અરયં અરૂયં ॥ અજિઅં અજિયં, પયઓ
પણમે ॥ ૨૧ ॥ વિજ્જુવિલસિઅં ॥ આગયા વરવિમાણ,
દિવ્વકણગરહતુરય પહકર સએહિં હુલિઅં ॥ સસંભમો
અરણખુભિઅ લુલિઅ ચલકુંડલં, ગય તિરીડ સોહંતમ
ઉલિમાલા ॥ ૨૨ ॥ વેડ્ડુઓ ॥ જંસુરસંઘા સાસુર સંઘા વેર-
વિઉત્તા ભત્તિ સુજુત્તા ॥ આયર ભૂસિઅ સંભમપિંડિઅ,
સુહુસુવિમ્હિઅ સવ્વબલોધા ॥ ઉત્તમ કંચણ રયણ પરૂ-
વિઅ, ભાસુર ભૂસણ ભાસુરિઅંગા, ગાયસમોણય ભત્તિવ-
સાગય, પંજલિપેસીયસીસપણામા ॥ ૨૩ ॥ રયણ માલા ॥
વંદિઉણ થોઉણ તો જિણં, તિગુણ મેવય પુણો પયાહિણં ॥
પણમિઉણય જિણં સુરાસુરા, પમુઇઆ સભવણાઇં તો ગયા
॥ ૨૪ ॥ ખિત્તયં ॥ તં મહામુણિ મહંપિ પંજલી, રાગ દોસ
ભયમોહ વજ્જિઅં ॥ દેવ દાણવ નરિંદ વંદિઅં, સંત્તિ મુ
ત્તમં મહાતવં નમે ॥ ૨૫ ॥ ખિત્તયં ॥ અંબરંતર વિઆ
રિણિ આહિં, લલિઅ હંસ વહુ ગામિણિ આહિં ॥ પીણ-
સોણિ થણ સાલિણિ આહિં, સકલ કમલદલ લોઅણિ આ-
હિં ॥ ૨૬ ॥ દીવયં ॥ પીણ નિરંતર થણભર વિણમિઅ

ગાયલયાહિં, મણિકંચણ પસિઢિલ મેહલ સોહિઅ સોણિત-ડાહિં ॥ વરખિંખિણિનેઉર સતિલય વલય વિભૂષણિઆંહિ રઇકર ચઉર મણોહર સુંદર દંસણિઆહિં ॥ ૨૭ ॥ ચિત્ત-ખ્ખરા ॥ દેવ સુંદરીહિં પાય વંદિઆહિં વંદિઆય જસ્સ તે સુવિક્કમા, કમા, અપ્પણો નિડાલ એહિં મંડણો ડ્ડણપગા-રએહિં કેહિં કેહિંવિ અવંગ તિલય પત્તલેહ નામએહિં ચિલ્લએહિં સંગયં ગયાહિં, ભત્તિસંનિવિટ્ઠ વંદણાગયાહિં હુંતિ તે વંદિઆ પુણો પુણો ॥૨૮॥ નારાયઓ॥ તમહં જિ-ણચંદં, અજિઅંજિઅમોહં ॥ ધુય સવ્વકિલેસં, પયઓ પણમામિ ॥ ૨૯ ॥ નંદિયઅં ॥ થુઅ વંદિઅયસ્સા, રિસિ ગુણદેવ ગણેહિં॥ તો દેવ વહૂહિં પયઓ પણમિયસ્સા ॥જ-સ્સ જગુત્તમ સાસણ યસ્સા, ભત્તિવસાગય પિંડિઅયાહિં ॥ દેવવરચ્છરસા બહુઆહિં, સુરવર રઇગુણ પંડિઅઆહિ ॥ ॥ ૩૦ ॥ ભાસુરયં ॥ વંસસદ્દતંતિતાલ મેલિએ તિઉ ખરા ભિરામ સદ્દમીસએ કએઅ સુઇસમાણણેઅ, સુદ્ધસજ્જગીય પાયજાલ ઘંટિઆહિં વલયમેહલા કલાવને ઉરાભિરામ સદ્દ-મીસએ કએઅ ॥ દેવનટ્ટિઆહિં હાવભાવ વિબ્ભમપ્પગાર એહિં નચ્ચિઉણ અંગહાર એહિં વંદિઆય જસ્સ તે સુવિ-ક્કમાકમાં ॥ તયંતિલોય સવ્વસત્તસંતિકારયં, પસંત સવ્વ પાવદોસ મેસહં નમામિ સંતિમુત્તમંજિણં ॥ ૩૧ ॥ નારા-યઓ ॥ છત્ત ચામર પડાગ જૂવ જવ મંડિઆ, ઝયવર

મગરતુરય સિરિવચ્છ સુલંછણા ॥ દીવસમુંદ્દ મંદિર દસાગય સોહિયા, સથ્થિઅવસહસીહ રહયચક્કવરંકિયા ॥ ૩૨ ॥ લલિઅયં ॥ સહાવલઠ્ઠા સમપ્પઇઠ્ઠા, અદોસદુઠ્ઠા ગુણેહિં જિઠ્ઠા ॥ પસાયસિઠ્ઠા તવેણપુઠ્ઠા, સીરીહિં ઇઠ્ઠા રિસીહિં જુઠ્ઠા ॥૩૩॥ વાણવાસિઆ ॥ તે તવેણ ધુઅસવ્વપાવયા, સવ્વલોઅહિઅ મૂલપાવયા ॥ સંથુઆ અજિઅસંતિપાયયા હુંતુ મે સિવસુહાણ દાયયા ॥૩૪॥ અપરાંતિકા॥ એવં તવબલવિઉલં, થુઅં મએ અજિઅસંતિજિણ જુયલં॥ વવગયકમ્મરયમલં, ગઈ ગયંસાસયં વિઉલં ॥૩૫॥ ગાહા॥ તં બહુગુણપ્પસાયં, મુખ્ખસુહેણ પરમેણ અવિસાયં ॥ નાસેઉ મે વિસાયં, કુણઉઅપરિસાવિઅ પસાયં ॥૩૬॥ ગાહા તં મોહેઉઅનંદિં, પાવેઉ અનંદિશેણ મભિનંદિં॥ પરિસાવિ અ સુહનંદિં, મમગ દિસઉ સંજમે નંદિં ॥૩૭॥ ગાહા॥ પખ્ખિઅચાઉમ્માસે, સંવચ્છરિએ અવસ્સ ભણિ અવ્વો॥ સો અવ્વો સવ્વેહિં, ઉવસગ્ગનિવારણો એસો ॥ ૩૮ ॥ જો પઢઇ જો અનિસુણઇ. ઉભઓ કાલંપિ અજિય સંતિથયં ॥ નહુ હુંતિ તસ્સ રોગા, પુવ્વુપ્પન્ના વિણાસંતિ ॥૩૯॥ જઇ ઇચ્છહ પરમપયં. અહવાકિત્તિં સુવિથ્થડં ભુવણે॥ તાતેલુકકુદ્ધરણે, જિણવયણે આયારં કુણહ ॥૪૦॥ વવગય કલિકલુસાણં, વવ ગયનિદ્ધંતરાગદોસાણં॥ વવગયપુણપ્ભવાણં નમોથ્થુ દેવાહિદેવાણં ॥ ૪૧ ॥ સવ્વં પસમઇ પાવં, પુન્નં

વદ્ધઇ નમસ્સમાણસ્સ ॥ સંપુન્નચંદવયણે, કિત્તયણે અજિ અસંતિનાહસ્સ ॥૪૨॥

॥ નમિઉંણ તિલોયની સઝાય ॥

નમિઊણ તિલોઅગુરૂં, લોયાલોય પ્પયાસઅં વીરં ॥ સંબોહસત્તરિમહં, રએમિ ઉધ્ધારગાહાહિં ॥૧॥ સેયંબરોઅ આસંબરોઅ, બુધ્ધોઅ અહવ અન્નોવા ॥ સમભાવ ભાવિ અપ્પા' લહેઈ મુખ્ખં ન સંદેહો ॥૨॥ અટ્ઠ દસ દોસ રહિઓ દેવો ધમ્મોવિ નિઉણ દય સહિઓ ॥ સુગુરૂવિ બંભયારી, આરંભ પરિગ્ગહા વિરઓ ॥૩॥ અન્નાણ કોહ મય માણ, લોહમાયા રઇઅ અરઇઅ ॥ નિદ્દા સોગ અલીઅવયણ, ચોરિયા મચ્છર ભયાય ॥૪॥ પાણિવહ પેમકીલા, પસંગહાસાય જસ્સ એ દોસા ॥ અઠ્ઠારસ વિપણઠ્ઠા, નમામિ દેવાહિ દેવંતં ॥૫॥ ઇતિ.

॥અથ પાખી પડિક્કમણાની વિધિ॥

દેવસિય પડિક્કમણમાં વંદિતુ કહિયે છીયે, ત્યાંસુધિ સર્વ કહેવું; પણ ચૈત્યવંદન અર્હંતં જગદીશ્વરં કહેવું ને સ્તુતિ સ્વભૂમે. મહાવીર સ્વામિની કહેવી, પછે ઇચ્છામિ ખમા૦ ઇચ્છા કારેણ સંદિ સ્સહ ભગવન્, દેવસિયં આલોઇત્તા પડિક્કમિત્તા પખ્ખિયં પડિક્કમણં ઠાએમિ ? એમ ગુરૂ પાસે આદેશ માગી, ઇચ્છં કહી નવકાર૦ કરેમિભંતે૦ ઇચ્છામિ ઠામિકાઉસગ્ગં જોમેપખ્ખિઓ૦ તસ્સુત્તરી૦ અન્નત્થ૦ જાવ

આઠ અતિચારની ગાથાનું ચિંતવન કાઉસગ્ગમાં કરી, પારતાં નમો અરિહંતાણં કહેવું, પછે પ્રગટ લોગસ્સ કહેવો, પછી મુહપત્તિની દૃષ્ટિ પડિલેહણ કરી, વાંદણા દેઇ, ઇચ્છા કારેણ સંદિસ્સહ ભગવન્ પખ્ખિયં આલોએમિ ? એમ આદેશ માગી, ઇચ્છં આલોએમિ કહી, જોમે પખ્ખિઓ સંપૂર્ણ કહી, પખ્ખ અતિ ચાર આલોઉં, એમ કહી મુખે મુહપતિ કરી એકાગ્ર ચિતે ॥ નાંણેદંસણ ચરણે જાવ ॥ અતિચાર આલોવી, મિચ્છામિ દુક્કડં કહી ॥ સવ્વસ્સવિ, પખ્ખિય દુચ્ચિંતિય, દુબ્ભાસિય, દુચ્ચિટ્ઠિય, ઇચ્છાકારેણ સંદિસ્સહ ભગવન્ ઇચ્છં, તસ્સ મિચ્છામિ દુક્કડં, ઇચ્છાકારેણ, પખ્ખ તપ પ્રસાદ કરોજી, પછે પખ્ખ તપ ચઉથ્થ ભતેણં એક ઉપ વાસ, બે આયંબિલ, ત્રણ નિવિ, ચાર એકાસણા, બેહજાર સજ્જાય, પઇઠ્ઠિ, તપ કર્યો હોય તો પઇઠ્ઠિ કહીયે, અને કરવો હોય તો, તહત્તિ કહીયે, ન કરવો હોય તો મૌન રહીયે, પછે નીચા બેસી નવકાર, કરેમિ ભંતે૦ ચત્તારિ મંગલં૦ ઇચ્છામિ પડિક્કમિઉં જોમે પખ્ખિઓ૦ ઇરિયાવહિ૦ ૦કહી, અઢાર લાખ, ચોવિસ હજાર, એકસો વીસ ભેદે, ઇરિયાવહિની ક્રિયાને વિષે કોઇ દૂષણ લાગ્યો હોય, તેસવીહું મન વચ કાયાએ, કરી તસ્સ મિચ્છામિ દુક્કડં. પછે વંદિતુ કહેવું, અભ્ભુઠ્ઠિઓમિ આરાહણાએ, પદ બોલતાં, ઉભું થવું ॥ પછે વાંદણા દેવા, તેમાં પખ્ખિઓ વઇકંતો ભણવો, પછે

ઇચ્છાકારેણ, સંદિસ્સહ ભગવન્ અબ્ભુટ્ઠિઓમિ અબ્ભિંતરપ ક્ખિયંખામેઉં, ઇચ્છં ખામેમિ પક્ખિયં એક પક્ખાણં પન્નરસહું દિવસાણં, પન્નરસહું રાઇયાણં જંકિંચિ અપ- ત્તિયં૦ મિચ્છામિદુક્કડં દઈ ઉભા થઇ પુદવાઇસુ ઈત્યાદિક ગાથા છ કહી, પછે નવકાર૦ કરેમિભંતે૦ ઇછામિ ઠામિ કાઉસ્સગ્ગં૦ તસ્સુત્તરી૦ કહી બાર લોગસ્સનો, કાઉસ્સગ્ગ કરી પ્રગટ લોગસ્સ કહી, મુહપતિની દૃષ્ટિ પડિલેહણ કરી, વાંદણાં દેઇ ॥ ઇચ્છામોણુસટ્ઠિ, નમો ખમાસમણાણં, નિથ્થા રગ પારગાહોહ: પક્ખિયં પડિક્કમણં સમત્તં. અવસેસં દેવસિયં ભણેમિ ॥ પછે વાંદણા દેવસિના દેવા અબ્ભુટ્ઠિઓ ખમાવી, આયરિયઉવજ્ઝાએ૦ નવકાર૦ કરેમિભંતે૦ ઇ- ચ્છામિ ઠામિ કાઉસ્સગ્ગં૦ તસ્સુત્તરી૦ અન્નથ્થ૦ બેલોગ- સ્સનો કાઉસ્સગ્ગ કરી, પ્રગટ લોગસ્સ કહી, સવ્વલોએ અરિ- હંતચેઇયાણં૦ કહી; એક લોગસ્સનો કાઉસ્સગ પારી, પુખર વર દીવડ્ઢે૦ કહી; એક લોગસ્સનો કાઉસ્સગ્ગ પારી, સિ- દ્ધાણં બુદ્ધાણં૦ કહી; મુહપતિ દૃષ્ટિયે જોઇ વાંદણા દેવા, પછે સામાયિક, ચોવિસથ્થો, વાંદણા, પડિક્કમણુ, કાઉસ્સગ્ગ, પચ્ચખ્ખાણ કર્યું છે ॥ પછે ઇચ્છામોણુસટ્ઠિં, નમો ખમાસ- મણાણં; નમોદુર્વારરાગાદિ૦ કહી, નમોથ્થુણં૦ કહી, ખમા સમણ દેઇ, સ્તવનં સંદિસ્સાએમિ બીજે ખમાસમણે સ્તવન ભણેમિ, નવકાર૦ ગણી, અજિત શાંતિ૦ સ્તવન ભણવું,

પછે જયવીયરાય૦ કહી ત્રણ ખમાસમણે આચાર્ય, ઉપાધ્યાય, સર્વ સાધુ, વાંદી ખમાસમણ દેઇ; ઇચ્છાકારેણ૦ દેવસિ પ્રાયચ્છિત્તનો, ચાર લોગસ્સનો કાઉસ્સગ્ગ કરવો, પ્રગટ લોગસ્સ કહી, પછે ચાર ખમાસમણ દેઇ; નવકાર૦ એક કહી નમિઉણુતિલોયની સજ્જાય કહેવી; પછે ખમાસમણ દેઈ ઇચ્છાકારેણ સંદિસ્સહ ભગવન, દુખ્ખખ્ખય કમ્મખ્ખયનો ચાર લોગસ્સનો કાઉસ્સગ્ગ કરી, પારી પ્રગટ લોગસ્સ કહી, પછે સામાયક પારવું ॥ ઇતિ પખ્ખી પ્રતિક્રમણં

॥ અથ ચૌમાસી પ્રતિક્રમણ વિધિ ॥

ચોમાસી પ્રતિક્રમણનિ પણ એહજ વિધિ જાણવી, પણ એટલો વિસેષ જે પખ્ખિના ઠેકાણે ચૌમાસીનો પાઠ કહેવો; તથા બાર લોગસ્સના ઠેકાણે વીસ લોગસ્સનો કાઉસ્સગ્ગ કરવો; તથા તપને ઠેકાણે, છઠ્ઠેણં બેઉપવાસ, ચાર આંબિલ, છનિવિ, આઠ એકાસણા, ચાર હજાર સજ્જાય; અબ્ભુઠ્ઠિઆમાં, ચઉન્હં માસાણં, અઠ્ઠન્હં પખ્ખાણં એગસયવીસં દિવસાણં, એગસયવીસં રાઇયાણં, એ રીતે કહેવું ( ઇતિ )



॥ અથ સાંવત્સરી પ્રતિક્રમણ વિધિ ॥

આ વિધિ ઉપર પ્રમાણે જાણવી, પખ્ખિના ઠેકાણે સંવચ્છરીનો પાઠ કહવો, બાર લોગસ્સના ઠેકાણે ચાલીશ લોગસ્સ, ને એક નવકારનો કાઉસ્સગ્ગ કરવો, અને તપના ઠેકાણે સંવચ્છરીતપ, અઠ્ઠમેણં, ત્રણ ઉપવાસ, છ આંબિલ,

નવનિવિ, બાર એકા સણા, છ હજાર સજ્જાય; અબ્ભુઠ્ઠિઆ-માં, બારસન્હં માસાણં, ચઉવીસન્હં પખ્ખાણં, તિસય સઠિં દિવસાણં, તિસયસઠિં રાઈયાણં, કહેવું એટલો વિશેષ. બાકી પખ્ખીની વિધિ પ્રમાણે,

## ॥ ઇતિ સાંવત્સરી પ્રતિક્રમણ વિધિ ॥



## ॥ અથ ચૈત્યવંદન વિધિ ॥

ત્રણ ખમાસમણ દેઈ ઈચ્છાકારેણ સંદિસહ ભગવન્ ચૈત્ય-વંદન કરૂં· એમ કહી ચૈત્યવંદન કરી જંકિંચિ૦ કહ્યા પછી જ-મણો ઢીંચણ ભૂમી લગાડી ડાબો ઢીંચણ ભુમિથિ અધર રહે એહવી મુદ્રાયેં બેસી બે હાથ જોડી ઉતરાસણ મુખે રાખી, ઉપ-યોગથી નમોત્શુણં કહેવું પછી જાવંતિ ચેઈઆઇ૦ જાવંત કેવિ સાહૂ કહી અનંતા સિદ્ધને માહરો નમસ્કાર હોજો. પછી ઈચ્છામિ ઇચ્છાકારેણ૦ સ્તવનં સંદિસાવેમિ૦ ઇચ્છામિ૦ ઈચ્છા૦ સ્તવનં ભણેમિ નવકાર ગણી સ્તવનં કહેવું. પછી જયવીયરાય કહી પછી ઉભા થઇ સવ્વલોએ અરિહંત ચેઈઆણં કહી એક લોગસ્સનો કાઉસ્સગ્ગ કરી નમોઅરિહંતાણં કહી થુઈ કહેવી.



## ॥ અથ સામાયક લેવાની વિધિ ॥

નવકાર ગણી પંચિંદિય કહીયે, સ્થાપના થાપી ખમાસમણ દેઇ ઇચ્છાકારેણ સંદિસહ ભગવન્ ઇરિયાવહિયા; તસ્સ ઉત્તરી૦ અન્નત્થ૦ કહી એક લોગસ્સનો કાઉસ્સગ્ગ કરી પારી પ્રગટ લોગસ્સ કહી ખમાસમણ દેઈ ઇચ્છાકારેણ સંદિસહ ભગવન સામાયક મહુપત્તિપડિલેહું ? એમ કહી પડીલેહણ કરી પછી ખમાસમણ દેઈ ઇચ્છાકારેણ સંદિસહ ભગવન્ સામાઇયં સંદિ-

સાવેમી ? ઇચ્છં, વલી ખમાસમણ દેઇ ઈચ્છાક૦ સામાઇયં ઠા-
વેમિ ? ઈચ્છં એમ કહી બે હાથ જોડી એક નવકાર ગણી
ઇચ્છકાર ભગવન્ પસાય કરી સામકદંડક ઉચ્ચરાવોજી પછે કરે
મિભંતે; પછી ખમાસમણ દેઈ ઇચ્છાકારેણ સંદિસહ ભગવન્
બેસણે સંદિસાવેમિ, બીજે ખમાસમણે બેસણે ઠાવેમિ ઇચ્છં.
એમ કહી બે ખમાસમણ દેઈ સજઝાયં સંદિસાવેમિ, સજ્ઝાયં
કરેમિ એમ કહી બે ઘડી સજઝાય ધર્મધ્યાનમાં લીન થવું. શા-
સ્ત્રાર્થ શિવાય કોઈ પણ બીજી વાત કરે તો સમાયક તે માયા
છે એમ જાણી બરોબર ધર્મધ્યાન કરવું.

---

## ॥ સામાયક પારવાની વિધિ. ॥

ખમાસમણ દેઈ ઈરિયાવહિથી જાવત સુધી કહી મુહપત્તિને
દૃષ્ટિથી જોઈ પછી ખમાસમણ દેઈ ઈચ્છાકારેણ સંદિહસહ ભગ-
વન સામાયક પારૂં ? યથાશક્તિ. બીજે ખમાસમણે સામાયક
પૂરૂં ? તહુત્તિ ઈચ્છામિ૦ ઇચ્છાકારેણ૦ સામાયિક પારવા ગાથાં
ભણુજી એમ કહી પછી જમણો હાથ નીચો થાપી એક નવકાર
ગણી સામાઇયવયજુત્તો કહીયે. પછી ત્રણ નવકાર ગણવા ॥ઇતિ॥

---

## ॥ અથ નવકારસિનું પચ્ચખ્ખાણ ॥

ઉગ્ગએ સૂરે નમુક્કારસહિયં પચ્ચખ્ખાઇ ચઉવિહંપિ
આહારં અસણં પાણં ખાઇમં સાઇમં અન્નથ્થણા ભોગેણં
સહસ્સાગારેણં વોસિરે.

---

## ॥ અથ પોરસિ સાઢપોરસિનું પચ્ચખ્ખાણ ॥

ઉગ્ગએસૂરે પોર સહિયં સાઢપોરસહિયં પચ્ચખ્ખામિ
ચઉવિહં પિ આહારં અસણં પાણં ખાઇમં સાઇમં અન્ન-

ત્થણા ભોગેણં સહસ્સાગારેણં પચ્છન્નકાલેણં દિસામોહેણં સાહુવયણેણં મહત્તરાગારેણં સવ્વસમાહિવત્તિયાગારેણં વોસિરામિ.

॥ અથ પુરિમઢ્ઢનું પચ્ચખ્ખાણ ॥

સૂરેઉગ્ગએ પુરિમઢ્ઢં પચ્ચખ્ખામિ ચઉવિહંપિઆહારં અસણં પાણં ખાઇમં સાઇમં અન્નત્થણાભોગણં સહસ્સાગારેણં પચ્છન્નકાલેણં દિસામોહેણં સાહુવયણેણં મહત્તરાગારેણં સવ્વસમાહિવત્તિયાગારેણં વોસિરામિ.

॥ અથ મુઠ્ઠિસહિયં ગંઠસહિયંનું પચ્ચખ્ખાણ ॥

મુઠ્ઠિસહિયં ગંઠસહિયં પચ્ચખ્ખામિ ચઉવિહંપિ આહારં અસણં પાણં ખાઇમં સાઇમં અન્નત્થણાભોગેણં સહસ્સાગારેણં મહત્તરાગારેણં સવ્વસમાહિવત્તિયાગારેણં વોસિરામિ,

॥ અથ એકાસણાનું પચ્ચખ્ખાણ ॥

ઉગ્ગએસૂરે નમુક્કારસહિયં પોરસહિયં સાઢપોરસહિયં પચ્ચખ્ખામિ ચઉવિહંપિ આહારં અસણં પાણં ખાઇમં સાઇમં અન્નત્થણા ભોગેણં સહસ્સાગારેણં પચ્છન્નકાલેણં દિસામોહેણં સાહુવયણેણં સવ્વ સમાહિવત્તિયાગારેણં એકાસણં પચ્ચખ્ખામિ તિવિહંપિઆહારં અસણં ખાઇમં સાઇમં અન્નત્થણા ભોગેણં સહસ્સાગારેણં સાગારિયાગારેણં આઉટ્ટણપસારણેણં ગુરૂઅભ્ભુઠ્ઠાણેણં પારિઠ્ઠાવણિયાગારેણં

મહુત્તરાગારેણં સવ્વસમાહિ વત્તિયાગારેણં પાણસ્સલેવેણવા અલેવેણવા અચ્છેણવા બહુલેવેણવા સસિત્થેણવા અસિત્થેણવા વોસિરામિ.

॥ અથ આયંબિલનું પચ્ચખ્ખાણ ॥

ઉગ્ગએસૂરે નમુક્કારસહિયં પોરસહિયં સાઢપોરસહિયં પચ્ચખ્ખામિ ચઉવિહંપિઆહરં અસણં પાણં ખાઇમં સાઇમં અન્નથ્થણા ભોગેણં સહસ્સાગારેણં પચ્છન્નકાલેણં દિસામોહેણં સાહુ વયણેણં સવ્વસમાહિવત્તિયા ગારેણં આયંબિલં પચ્ચખ્ખામિ અન્નથ્થણાભોગેણં સહસ્સાગારેણં લેવાલેવેણં ગિહથ્થસંસઠ્ઠેણં ઉખ્ખિતવિવેગેણં પારિઠ્ઠાવણિયાગારેણં મહુત્તરાગારેણં સવ્વસમાહિવતિયાગારેણં એકાસણું પચ્ચખ્ખામિ તિવિહંપિઆહારં અસણં ખાઇમં સાઇમં અન્નથ્થણાભોગેણં સહસ્સાગારેણં સાગારિયાગારેણં આઉટ્ટણપસારણેણં ગુરૂ અપ્ભુઠાણેણં પારિઠાવણિયાગારેણં મહુત્તરાગારેણં સવ્વસમા હિવત્તિયાગારે પાણસ્સલેવેણવા અલેવેણવા અચ્છણવા બહુલેવેણવા સસિથ્થેણવા અસિથ્થેણવા વોસિરામિ.

॥ અથ વિગઇનિવ્વિગઇનું પચ્ચખ્ખાણ ॥

ઉગ્ગએસૂરે નમુક્કારસહિયં પોરસહિયં સાઢપોરસહિયં પચ્ચખ્ખામિ ચઉવિહંપિ આહારં અસણં પાણં ખાઇમં સાઇમં અન્નથ્થણા ભોગેણં સહસ્સાગારેણં પચ્છન્નકાલેણં દિસામો હેણં સાહુવયણેણં સવ્વસમાહિવત્તિયાગારેણં વિગઇઓ નિવ્વિગઇ પચ્ચખ્ખામિ અન્નથ્થણાભોગેણં સહસ્સાગારેણં

લેવાલેવેણ ગિહત્થસંસટ્ઠેણં ઉખ્ખીત્તવિવેગેણં પડુચ્ચમખ્ખિએણં પારિઠાવણિયાગારેણં મહત્તરાગારેણં સવ્વસમાહિવત્તિયાગારેણં એકાસણં પચ્ચખ્ખામિ તિવિહંપી આહારં અસણં ખાઇમં સાઇમં અન્નત્થણાભોગેણં સહસ્સાગારેણં સાગારિયાગારેણં આઉટ્ટણપસારણેણં ગુરૂ અભ્ભુઠાણેણં પારિઠાવણિયાગારેણં મહત્તરાગારેણં સવ્વસમાહિ વત્તિયાગારેણં પાણસ્સ લેવેણવા અલેવેણવા અચ્છેણવા બહુલેવેણવા સસિથ્થેણવા અસિથ્થેણવા વોસિરામિ.

॥ અથ તિવિહાર ઉપવાસનું પચ્ચખ્ખાણ ॥

સૂરે ઉગ્ગએ અભ્ભત્તઠં પચ્ચખ્ખામિ તિવિહંપિ આહારં અસણં ખાઇમં સાઇમં અન્નત્થણાભોગેણં સહસ્સાગારેણં પારિઠ્ઠાવણિયાગારેણં મહત્તરાગારેણં સવ્વસમાહિ વત્તિયાગારેણં પાણહારપોરસિય સાઢપોરસિયં પુરિમઢ્ઢંવાપચ્ચખ્ખામિ અન્નથ્થણાભોગેણં સહસ્સાગારેણં પચ્છન્નકાલેણં દિસામોહેણં સાહુવયણેણં મહત્તરાગારેણ સવ્વસમાહિવતિયાગારેણં પાણસ્સલેવેણવા અલેવેણવા અચ્છેણવા બહુલેવેણવા સસિથ્થેણંવા અસિથ્થેણવા વોસિરામિ.

॥ અથ ચઉવિહાર ઉપવાસનું પચ્ચખ્ખાણ ॥

સૂરેઉગ્ગએ અભ્ભત્તઠ્ઠં પચ્ચખ્ખામિ ચઉવિહંપિ આહારં અસણં પાણં ખાઇમં સાઇમં અન્નત્થણાભોગેણં સહસ્સાગારેણં પારિઠાવણિયાગારેણં મહત્તરાગારેણં સવ્વસમાહિવત્તિયાગારેણં વોસિરામિ

॥ અથ ચઉદ નિયમનું પચ્ચખ્ખાણ ॥

દેસાવગાસિયં ઉવભોગપરિભોગં પચ્ચખ્ખામિ અન્નત્થણાભોગેણં સહસ્સાગારેણં મહત્તરાગારેણં સવ્વસમાહિવત્તિયાગારેણં વોસિરામિ.

॥ અથ ચઉવિહારનું પચ્ચખ્ખાણ ॥

દિવસચરિમં પચ્ચખ્ખામિ ચઉવિહંપિ આહારં અસણં પાણં ખાઇમં સાઇમં અન્નત્થણાભોગેણં સહસ્સાગારેણં મહત્તરાગારેણં સવ્વસમાહિવત્તિયાગારેણં વોસિરામિ.

॥ અથ પાણહાર દિવસચરિમનું પચ્ચખ્ખાણ ॥

પાણહાર દિવસચરિમં પચ્ચખ્ખામિ અન્નત્થણાભોગેણં સહસ્સાગારેણં મહત્તરાગારેણં સવ્વસમાહિવત્તિયાગારેણં વોસિરામિ.

અથ શ્રી ચૈત્યવંદનો

શ્રી પાર્શ્વનાથોભવપાપતાપ, પ્રશાન્તધારા ધરચારૂરૂપઃ વિઘ્નૌઘહંતા પ્રણતોરગેન્દ્રઃ સમસ્ત કલ્યાણ કરો જિનેંદ્રઃ ૧

ચૈત્યવંદનમ્ ત્રોટક છંદ.

પ્રતિબોધક મલ્લિ શ્રી શાંતિ સદા, નમિરાશિ લહો સુભ મેષ મુદા ॥ અજિત પ્રભુ કુંથુ જિનેશ્વરની, વૃષભ લહો રાશિ જિન દોયની ॥૧॥ અભિનંદન સંભવની મિથુને, કહિ કર્કસુ ધર્મની રાશિ મુને ॥ સુમતિ શુભ સિંહ સમાનવિભ,

મહાવીર સુનેમજી પદ્મ પ્રભુ ॥૨॥ જિન એ ત્રણની કહિ કન્યકયા, તુલરાશિસુપારસપાર્શ્વ થયા. ॥ જિન અષ્ટમ વૃશ્ચિક રાશ ભલી સુવિધિ અરૂશીતલ નાથ વલી ॥૩॥ પ્રથમેશ્વર એ જિન ત્રૈક તણી, ધનરાશિ કહિ ગુણવંત ભણી ॥ મુનિસુવ્રત શ્રેય સુયંસ નમું, મકરે લહી રાશિ જિનં પ્રણમું ॥૪॥ વસુ પૂજ્યની રાશિ સુકુંભ ભલી, અરનાથ અનંત સુવિમલ મલી ॥ સુભ મીન તણી પ્રભુ રાશિ કહી, ચઉવીશ જિનેશ્વર શ્રેય લહી ॥૫॥

પંચતીર્થ ચૈત્યવંદનમ્

અષ્ટાપદ શ્રી રિષભદેવ સિદ્ધા સહુ જાણ ॥ ચંપાનગરી વાસુપૂજય પાવા શ્રી વર્ધમાન ॥૧॥ નેમિસર બાવીસમા ગિરનારે સિદ્ધા॥ એ ચારે જિન જુજુઆ શાશ્વત સુખ લીધા ॥૨॥ અવર વીસ તિર્થંકરાએ સમેત શિખર ગિરિરાજ ॥ ભાનુચંદ્ર મુક્તિ ગયા સિદ્ધા આતમકાજ ॥૩॥

અથ શ્રી પંચ પરમેષ્ટિ ચૈત્યવંદન

ભવનું વિકટ ભય ટાલવા પરમેષ્ટિ પદ હૃદયે ધરૂં, શશિ તેજ સમ નિર્મલ ગુણોની ભાવનાને આચરૂં, ભવવાસમાં વસતાં થકાં આધાર નિશ્ચલ આ ગણો, ધ્યાવો અને ગાવો સદા પરમેષ્ટિ મંત્ર મુખે ભણો ॥૧॥ તેમાં પ્રથમ અરિહંતને ગાવો સદા ગુણબારથી, બીજા વિમલ છે સિદ્ધ ગુણ કહેવાય દ્વિ ગુણાચારથી, છત્રીસ આચારજ તણા ગુણ ગાવતાં સંકટ

હણો, ધ્યાવો અને ગાવો સદા પરમેષ્ટિ મંત્ર મુખે ભણો ॥૨॥ પચવીશ ગુણ ઉવઝાયનાં અંતર મહીં એ ધારજો, મુનિરાજ સત્યાવીશ ગુણોથી ગાઇને દુઃખ વારજો, શત એક ઉપર આઠ ધ્યાતા દીપ પામે સુખ ઘણો, ધ્યાવો અને ગાવો સદા પરમેષ્ટિ મંત્ર મુખે ભણો ॥૩॥

શ્રી સિદ્ધગિરિ ચૈત્યવંદન.

શ્રી વિમલ ગિરિવર સુર સુસેવિત તીર્થ જે શાશ્વત સદા, મહિમામનોહર જેહનો જિનરાજ ગાવે સર્વદા, મુનિરાજનાંમંડલ જિહાં વિચરિ પરમ સુખને વર્યા, ગાવો સદા ગિરિરાજના ગુણ કાજ સઘળાતો સર્યા ॥૧॥ ત્રૈલોકયમાં ત્રણ કાલમાં જેનો વિચ્છેદ ન થાય છે, સુર અસુર ઇંદ્ર નરેંદ્ર સરવે ભાવથી ગુણ ગાય છે, જ્યાં પ્રથમ શ્રી જિનરાજ પૂર્વ નવાણું વાર સમોસર્યા। ગાવો સદા ગિરિરાજના ગુણકાજ સઘળાતો સર્યા, ॥૨॥ પુંડરિક પ્રથમાધીશ ગણપતિ સાધતા ગતિ પંચમી, જશ નામથી મુનિ દીપને ભવભીરૂતા જાયે શમી, દર્શન અને સ્પર્શન થકી ભવ્યો ઘણા ભવથી તર્યા, ગાવો સદા ગિરિરાજના ગુણ કાજ સઘળા તો સર્યા ॥૩॥

( શ્રી જ્ઞાનનું ચૈત્ય વંદન )

અરિહંત પદ જેના થકી આ જગતમાં ચળકિત થયું ॥ જેના અનંત પ્રકાશથી અંતર તિમિર દૂરે ગયું ॥ ગુણ જ્ઞાનનો બહુ માન કરવા ભવ્ય ભાવ દિલે ધરો ॥ એ વિશદ સમ્મક જ્ઞાનની અંતર થકી ભક્તિ કરો ॥ ૧॥ તે પંચ ભેદો

જ્ઞાનના સિદ્ધાંતમાં પ્રખ્યાત છે, ॥ મતિ જ્ઞાનને શ્રુત અવધિ મનઃ પર્યાયથીએ ખ્યાત છે. પંચમ ગણો કેવલ સમસ્ત વિમો હતો જેથી પરો॥ એ વિશદ સમ્યક જ્ઞાનની અંતર થકી ભક્તિ કરો ॥ ૨ ॥ જ્ઞાની થયા ગુણ જ્ઞાનનાં ગાતાં જગતમાં દીપતા, એના પ્રકાશ સમક્ષ કોઇ પદાર્થ કયાંય નછીપતા ॥ કહે દીપ સહુ એ શાશ્વતું ધ્યાવી સદા ભવથી તરો, એ વિશદ સમ્પક જ્ઞાનની અંતર થકી ભક્તિ કરો ॥ ૩ ॥

(શ્રી નવપદનું ચૈત્યવંદન)

શિવ સંપદાવરવાસદા નવ પદ ધરૂં હું ધ્યાનમાં ॥ ભવવાસનાનો વેગટાળે રાચતાં ગુણગાનમાં શ્રીપાલ મયણા સુંદરી સાધી ઘણા સુખીયા થયા॥ નવ પદ ભજો સહુ ભાવથી એમાં અખિલ મંત્રો રહ્યાં ॥ ૧ ॥ અરિહંત પદને પ્રથમ થુણતાં વિઘ્ન સહુ દુરે ટળે ॥ વળી સિદ્ધ આચારજ અને ઉવઝાયથી શાંતિ મળે ॥ પંચમ મનોહર સાધુ પદને સેવતાં શિવ પુર ગયા. ॥ નવ પદ ભજો સહુ ભાવથી એમાં અખિલ મંત્રો રહ્યા ॥ ૨ ॥ દર્શન અને શુભ જ્ઞાનને વળી ચારિત્ર પદની યોજના॥ એત્રિતયની આરાધના પૂરે સદા સહુ કામના॥ કહે દીપ તપ પદ ચળકતું બારજસ ભેદો કહ્યા ॥ નવપદ ભજો સહુ ભાવથી એમાં અખિલ મંત્રો રહ્યા ॥ ૩ ॥

શ્રી મંધર સ્વામીનું ચૈત્યવંદન.

સુવિ દેહ ક્ષેત્ર માહીં વિચારતા ભવ્યની ભાંગે ગતિ ॥

પ્રભુ કલિત કેવળ જ્ઞાનથી દૂરે કરે છે તમ તતિ॥ શ્રી પ્રથમ જિન પતિ વર્તતા મહી પીઠને પાવન કરે. ॥ જિનરાજ સીમંધર પ્રભુ ઉપદેશ દેતા સંચરે ॥ ૧ ॥ શ્રેયાંસ ભૂપ અનૂપના કુલકમળને સવિતાપરે ॥ શ્રી સત્યશ્રીની કુક્ષિરૂપી છીપમાં મોતી ખરે ॥ સોનાવરણ સમ દીપતી કાયાતણી કાંતી ધરે જિનરાજ સીમંધર પ્રભુ ઉપદેશ દેતા સંચરે ॥ ॥ ૨ ॥ શ્રી સમવસરણે બાર પર્ષદમાંહિ જેહ બિરાજતા જલધર ધ્વનીને ક્ષોભતી જે દેશનાથી ગાજતા ॥ કહે દીપ સહુ ભવ્ય જનોને તારતા પોતે તરે ॥ જિનરાજ સીમંધર પ્રભુ ઉપદેશ દેતા સંચરે ॥ ૩ ॥

( શ્રી આદિનાથ ચૈત્ય વંદન )

સુખકાર શ્રી જિન રાજવંદન વ્હાલથી વેગે કરૂં, દુઃખના હરણ કરનાર દીનદયાલ દિલમાંહે ધરૂં ॥ ચોરાશી પૂરવલાખ આયુષ્યને ખપાવી શિવ ગયા, હે નાભિવંશ શિરોમણી મુજ દીનપર કરજો દયા ॥ ૧ ॥ મરૂદેવિમાતા વિશ્વખ્યાતા જાસજનની શ્રીમતી, પ્રભુ પ્રથમ નરપતિ પ્રથમ યતિપતિ પ્રથમ જે તીરથપતિ॥ દક્ષિણ ભરતના ભાગ્યથીઆ અવનિપર જીનવર થયા, હે નાભિવંશ શિરોમણી મુજ દીનપર કરજો દયા॥ ॥૨॥ ભવમાં ભ્રમિત સહુ ભવ્યના આધાર તારણહાર છે, જેના મનોહર નામથી જ્યાં ત્યાં સદા જયકાર છે ॥ અષ્ટાપદ અનશાન કરી કહે દીપ શિવ રમણી વર્યા, હે નાભિવંશ શિરોમણી મુજ દીન પર કરજો દયા ॥ ૩ ॥

( શ્રી શાંતિનાથ ચૈત્યવંદન )

પ્રભુ શાંતિના કરનાર સમરૂં સર્વદા હું પ્રેમથી, ભય રોગ બંધન સર્વ વિઘટે શાંતિજિનની રેમથી ॥ ષોડશ જિનેશ્વર જગતમાં જયવંત વર્તો સર્વદા, હે શાંતિનાથ અનાથજનની ટાળજો સહુ આપદા ॥ ૧ ॥ પ્રભુ માત અચિરા વિશ્વસેન નરેશ કુલદીપક થયા, સોવન સરીખી કાય કાંતિથી સદા ચળકિત રહ્યા ॥ ધારણ કરી કેવળ કળા પરહિત ભણી વિચર્યા સદા, હે શાંતિનાથ અનાથજનની ટાળજો સહુ આપદા ॥ ૨ ॥ ભવિજીવને ભવથી બચાવો શાંતિના દાતાર છો, અજ્ઞાન કેરા પંકથી આ જગત તારણહાર છો ॥ જસનામથી મુનિદીપને દુષ્ટ મારી ન આવે કદા, હે શાંતિનાથ અનાથજનની ટાળજો સહુ આપદા ॥ ૩ ॥

શ્રી નેમનાથ ચૈત્યવંદન

બાવીશમા પ્રભુ બ્રહ્મચારી નેમનાથ નમન કરૂં, સેવા કરી સદ્‌ભાવથી દળદર દુઃખોને સંહરૂં ॥ કલ્યાણ કંદ પ્રગટ કરણ નૂતન જલદ સમ ધારજો, હે પરમ પદ દાતાર પ્રભુ મમ વૈરીઓને વારજો ॥૧॥ પ્રભુ વિજય પૂર્વ સમુદ્ર નંદન શીત ચંદનથી ઘણા, દેવીશિવાના ઉદરસરમાં હંસ સમ રળીઆમણા॥ ભવિ હૃદય પંકજ રવિસમા મુજ અરજ આ અવધારજો, હે પરમપદ દાતાર પ્રભુ મમ વૈરીઓને વારજો ॥૨॥ પશુઓ તણા પોકારથી ઉપજી દયા દિલમાં ઘણી, રાજે મતિ ત્યાગી ગયા

ગિરનાર તીરથ જગધણી ॥ તુજ દીપને કૃપા કરી શિવલક્ષ્મી વાસી તારજો, હે પરમપદ દાતાર પ્રભુ મમ વૈરીઓને વારજો ॥ ૩ ॥

(શ્રી પાર્શ્વનાથ ચૈત્યવંદન)

કલ્યાણશ્રી ના કેલિ ધામ સમાન પાર્શ્વ જગતપતિ, ધ્યાવું સદા ધીરજ થકી પામું ન જેથી દુર્ગતિ ॥ કરૂણા તણા ભંડાર ક્ષીરધિ તુલ્ય જે શોભે અતિ, હે પાસ સુખ આવાસ હું તુંજ દાસને દેજો મતિ ॥ ૧ ॥ પ્રભુનીલચરણે દીપતા આપે મુદા ભવિને સદા, જસ માતા વામા અશ્વસેન પિતા ઘરે સુખ સંપદા ॥ સુર અસુર સરવે ભવ્ય ધારે દેખતાં દિલમાં રતિ, હે પાસ સુખ આવાસ હું તુજ દાસને દેજો મતિ ॥ ૨ ॥ કરી કમઠને નિજ દાસ વ્હાલા પાસ તુજ ગુણ ગાવતાં, વિઘ્નો વિનાશે ક્ષણમહીં તુજને હૃદયમાં ભાવતાં ॥ કલિકાળમાં મુનિ દીપની દૂરે કરો વિપદા વ્રતિ, હે પાસ સુખ આવાસ હું તુજ દાસને દેજો મતિ ॥ ૩ ॥

( શ્રી મહાવીર ચૈત્યવંદન )

શ્રી ચરમ જિનપતિ ચંદને શીતળપણાથી જીતતા, ગંભીરતાના ગુણ થકી સરિતાપતિથી દીપતા ॥ સંકટ મહીં પણ સાધતાં થિર મેરૂ સમ થઇ ચરણને, હે વીર વ્હાલા ધીરધારૂં નિત્ય હું તુજ શરણને ॥ ૧ ॥ ત્રિશલા તણા નંદન થઇ જે જગતના નંદન થયા, સિદ્ધાર્થ ભૂપ તિવંશને જે ઉજળો કરતા

ગયા ॥ કેવલ વિમલ કમલા ધરી જીત્યા સદા જે મરણને, હે વીર વ્હાલા ધીર ધારૂં નિત્ય હું તુજ શરણને ॥ ૨ ॥ કંચન વરણથી કાય શોભે માન મોડે મદનનું, વળી સપ્ત હાથ પ્રમાણ નિર્મળ શ્વાસથી શોભે તનું ॥ કહે દીપ તારો ભવ્યજનને સહુ નમે તુજ ચરણને હે વીર વ્હાલા ધીર ધારૂં નિત્ય હું તુજ શરણને ॥ ૩ ॥

## વીશસ્થાનક ચૈત્યવંદન

અરિહંત સિદ્ધ પ્રવચન ભલું આચારજથીવરાય, ઉપાધ્યાય સાધુ અને, જ્ઞાન પરમપદ દાય ॥ ૧ ॥ સમ્યક્ દર્શન વિનયપદ ચારિત્ર પદ સુખદાય, બ્રહ્મચર્ય કિરીયા વલી, તપ ગોયમ જિનરાય ॥ ૨ ॥ સંયમ અભિનવ જ્ઞાનશ્રુત, તીર્થ સહિત પદ વીશ, એક એક પદ ત્રીજે ભવે આરાધી થયા ઇશ ॥ ૩ ॥ લોક લોકોત્તર તપ તપ્યો, જીવ અનંતી વાર, વર સ્થાનક વિણ નવ લહ્યો, નામ કરમ જિન સાર ॥ ૪ ॥ તો ત્રીકયોગે વીશ પદ, આરાધે જીવ જેહ, નિશ્ચે તીર્થ પતિ હુવે, દીપ કહે શિવ ગેહ ॥ ૫ ॥

## ॥ પંચ પ્રભુની સ્તુતિ.॥

વંદે જિણંદં ગય રાગ દોસં, ઇખ્ખાકુ વંસે વરભાણુ કપ્પં; સુરા સુરેહિં કય પાય સેવં, દેવાહી દેવં પઢમં મુણિંદં ॥ ૧ ॥ સંસાર પાથો નિહિ પાર પત્તં, કસાય સંધાય રજોવિ મુત્તં; સંતિકરં સંતિ જિણંદ ચંદં, ણમામિ મુત્તિં સુહવલ્લિ

કંદં ॥ ૨ ॥ નેમિજિણંદં યદુવંસનંદં, રાઇમઇ ચખ્ખુ ચકોર ચંદં; સુરાલિ સંસેવિય પાયવંદં, ભત્તીઈ વંદે પરમં મુણિંદં ॥ ૩ ॥ પાસં જિણંદં થુઅ પાસચંદ, સૂરીસરં વંદિય દેવ વંદં; ણમામિ વીરંમહી મેરૂ ધીરં, ભાવારિ દાહો વસમે સુનીરં ॥ ૪ ॥

॥ શ્રી મહાવીર સ્વામિની સ્તુતિ. ॥

ક્રોધોગ્ર દાવાગ્નિ ધનોચ્ચયાભં, વિદીર્ણમાના ભિધદંડ વૃંદં; સંસાર સારંગ સુકેસરીશં, નમામિ વીરંચરમં જિનેશં ॥ ૧ ॥ રાગારિવૃંદ પરિમર્દન વીરધીરં, દેવા સુરેંદ્ર મહિતાંધ્રિ યુગાર વિંદં; સંસાર વારિ નિધિયાન સમાનમીશં, ભકત્યા નમામિ જિનવીરમહં મુનીશં ॥ ૨ ॥ ભવ્યાં ભોજે દિનકરસમં કર્મ સંહાર દક્ષં, દુઃખા ક્રાંતે ભવજલનિધૌ યાનપાત્રાભિરામં; મુકતૌ યાતં પરંમ સુખદં વીતરાગં જિનેશં, વીરં વંદે વિજિતમદનં મોક્ષપુઃ સાર્થવાહં ॥ ૩ ॥ ધર્માંશ મોરૂમેવં પરમપદગતં મુક્તિકાંતા પ્રિયંતં, કર્માગ્નિધ્વંસ નીરં સુરનરસહિતં રાગમોહાભિમુક્તં; સંસારાં ભોનિધૈર્વૈ પરતટ ગમને યાનપાત્રં મુનીશં વંદે શ્રી વીરમેવં જિન વરમમલં પ્રસ્તુતં પાર્શ્વચંદ્રૈઃ ॥૪॥

॥ શ્રી સિદ્ધ ગીરિની સ્તુતિ. ॥

સિદ્ધગિરિ નમું વારી જંતુ સર્વોપકારી, નરકગતિ નિવારી કર્મ સંહાર કારી; નમે જે નરનારી તેહ કર્મો વિદા-

રી, ભવિજન મનોહારી થાય મોક્ષાધિકારી ॥ ૧ ॥ સિદ્ધગિરિપર આવી પુણ્યનું બીજ વાવી, કરમનિજ ખપાવી ભાવ મનમાંહે ભાવી; મનુજ જનમ પાવી સર્વજંતુ ખમાવી. પરમપદ મિલાવી મોહનેઘો ગમાવી ॥ ૨ ॥ સિદ્ધગિરિપર જઇએ આદિજીન નામ લહીયેં, મનથકી થિર થઇયેં દાન સુપાત્ર દઇયેં; સુખ દુખ સવિ સહિયેં રોષ મનમાં ન લહીયેં, ગુરૂ વચનપર રહીયેં મોક્ષ માર્ગાનુસરીયેં ॥ ૩ ॥ ગિરિવર તણી છાયા જે કરી પામી માયા, નરભવ તણી કાયા મોક્ષ મેં તો ગમાયા; કુશલચંદ્ર મુનિરાયા શિષ્ય તેહના કહાયા, ગિરિગુણ મન લાયા દીપચંદ્રેણ ગાયા ॥ ૪ ॥

## શ્રી સીમંધર સ્વામિની સ્તુતિ

સકલકરમ કાપો મોક્ષનું સુખ આપો, જનમ જનમ પાપો માહરા આપ કાપો; દુર કરિ મુજ આપો એહ સંસાર તાપો, નિજ કરણ મુજ લાપો શ્રી સીમંધર થાપો ॥ ૧ ॥ કરમ સકલ વામી શ્રી સીમંધર પામી, શિવપદ વરગામી થાઉં તેમાં નખામી; પ્રભુ તુજ પદનામી સર્વ સંપત્તિ પામી, તુરતજ થઉં સ્વામી મુક્તિરા માનો કામી ॥ ૨ ॥ શિવપદ પ્રભુઘોછો મહાવિદેહે રહો છો, મદનમદ દમો છો ધર્મ ધ્યાને રમો છો; પરમ સુખ ભજો છો માન માયા તજો છો, ભવિક સુખ કરો છો સર્વદા સંચરો છો ॥ ૩ ॥ શિવપદ ભવિ પાવો શ્રી સીમંધર ધ્યાવો, પ્રભુ ગુણ ગણ ગાવો પાર સંસાર

લાવો; કુશલ મુનિ ગુણ ભાવો જેહ સંસાર નાવો, સ્તવિ પ્રભુ લહી ચાવો દીપચંદ્રેણ લાવો ॥ ૪ ॥

શ્રી જ્ઞાનની સ્તુતિ.

નવિ જગ સમ નાણી ગુણની કોય ખાણી, ભવિજન મન આણી જ્ઞાન ગુણો વખાણી; શિવ સુખ લીયો તાણી જ્ઞાનીનું જ્ઞાન જાણી, તુરત મુગતિ રાણી મેલવે આપ પાણી ॥ ૧ ॥ સવિસુખ તરૂ કંદો ટાલશે મોહ ફંદો, દલન તિમિર દંદો જેહ છે પૂર્ણ ચંદોં; મુનિજન સવિ નંદો મેલવી જ્ઞાન વૃંદો, ભવિજન તુમ વંદો જ્ઞાનને કો ન નિંદો ॥ ૨ ॥ જગત સવિ પ્રકાશે જેહથી મોહ નાસે, દુરગતિ દુઃખ જાસે કર્મ સંહાર થાસે; નિજ મન પ્રવિકાસે જ્ઞાનને જેહ ગાસે, સવિ સુખ જન પાસે મોક્ષ રામા વિલાસે ॥૩॥ જગત જન નદીના જેહ છે જ્ઞાન ભીના, જનમ જનમ ખિન્ના જેહ છે જ્ઞાન હીના; કુશલચંદ્ર. મુનિના જ્ઞાન ગુણેજ લીના, વિર ચિથુઇ કવિના દીપચંદ્ર પ્રવીણા ॥ ૪ ॥

શ્રી નવપદની સ્તુતિ.

અરહંતપદ ધ્યાવો એજ મન માંહિ લાવો, સકલ દુખ મિટાવો મોક્ષ માર્ગે સિધાવો; સિધ પદ ગુણ ગાવો સિધ્ધમાં ચિત્ત લાવો, કરમ સવિ ગુમાવો સિધ્ધ જેવાજ થાવો ॥૧॥ સુરિપદ પ્રણમિ જેં ચિત્તમાં એજ લીજેં, નરભવ સફલ કીજેં, ધર્મ ધ્યાને રહીજેં; વાચકપદ નમીજેં કર્મ ચકચૂર

કીજેં, શિવવધુકર લીજેં માન માયા તજીજે ॥૨॥ મુનિપદ મન ધારો સર્વ કર્મો વિદારો, કરિ સફલ જન્મારો મોક્ષમાર્ગે પધારો; દર્શનપદસ્વિકારો દૂર મિથ્યાત્વ કારો, નિજ જનમ સુધારો કુગતિને નિવારો ॥૩॥ નિજ મન થિર લીજેં જ્ઞાનમાં મોહ કીજેં, ચરણપદ લહીજેં મોહ માયા તજીજેં; તપપદ પ્રણમીજેં મુક્તિરામા લહીજેં, કુશલચંદ્ર નમીજેં દીપચંદ્રે સ્તવીજેં ॥૪॥

## શ્રી ઋષભદેવની સ્તુતિ.

જિનવર પ્રભુ નાભીરાજ વંશે વિરાજે, જગજન હિતકારી જેહની વાણિ ગાજે; સુર નરવર સેવે જેહને મોક્ષકાજે, સમવસરણ માંહે જે હંમેશાં બિરાજે ॥૧॥ ભવિકમલ વિકાસે જેની વાણી પ્રકાશે, તસ ગુણગણ ગાશે જેહ તે મુક્તિ જાશે: સુરસુખ પણ થાશે દેવ નારી વિલાશે, ઋષભજીન નમાસે તો સુમોક્ષે જવાશે ॥૨॥ જિનવર મરૂદેવા પુત્ર દેવાધિદેવા, અહનિશ તુજ સેવા હું કરૂં મોક્ષ લેવા; તુજ દરિશન મેવા નિત્ય ઇચ્છેજ દેવા, ભવિગણ નમ તેવા શ્રી યુગાદીશ દેવા ॥૩॥ જનમ મરણ ત્યાગી જે થયા છે વિરાગી, શમ દમ તપ રાગી જેહ છે મોક્ષ ભાગી; પ્રથમ જિન સુભાગી લેઉં છું મોક્ષ માગી, તુજ છવિ જગ જાગી દીપને પ્રીત લાગી ॥૪॥

## ॥ શ્રી શાંતિનાથની સ્તુતિ.

અનુપમ જિન શાંતિ શાંતિને આપનારી, શીવ સુખ કરનારી મૂર્તિ શોભે તમારી; ભવિ હિત ધરનારી મારીને

ટાળનારી, નિત નિત નમી તેને, હું લહું હર્ષ ભારી ॥૧॥ પ્રભુ પરભવમાં તે જીવ રક્ષા ધરીને, સ્વતનું પણ વિદારી પક્ષિ પારાપતીને; અરિમુખથી ઉગાર્યો દક્ષતા દાખવીને, જસ પટહ વજાડયો ધૈર્યતા જાળવીને ॥૨॥ જગત જન ગણોના નાશને ધારનારી, અહનિશ મન ચિંતા જાળ ફેલાવનારી; સકલ જગતમાંહે ત્રાસને આપનારી, જિન સકલ વિદારી એવી તેં દુષ્ટ મારી ॥૩॥ ભ્રમર નિકર રાચે જેમ અંભોજમાંહે, ગજગણ જિમ માચે વિંધ્યની ભૂમીમાંહે; જિમ ખગવર હંસો માનસે મોદ માને, જિન તિમ તુમ પેખી દીપ આનંદ પામે ॥૪॥

## શ્રી નેમિનાથની સ્તુતિ.

જઇ ગિરિ ગિરનારે નેમિનાથ પ્રભાવે, જનમ સફલ મારો હું કરૂં શુધ્ધ ભાવે; અહનિશ તસ પૂજી મુર્તિને મોહ મારૂં, કરમ સકલ કાપી સિધ્ધનો સંગ ધારૂં ॥૧॥ અવનિતલ ગવાયો નાથ તું બ્રહ્મચારી, તદપિ કિમ તુમે તે મુક્તિ નારી સ્વીકારી; અચરિજ કરનારૂં નાથ તે તો તમારૂં, ચરિત પણ વિરોધાભાસને ભાષનારૂં ॥૨॥ પ્રભુ ભવ ભવ માંહે પ્રીત તેં તો ધરીને, ધરી ધરમ મતીને કેમ રાજીમતીને, પરિત જિ જિન મિત્રં અંતિમે તો ભવે તેં, ગ્રહિ વલિ અપવર્ગે પ્રીત સાથે ધરીને ॥૩॥ અનુપ જસ ગવાયો નાથ તારો સવાયો ત્રિદિવ મનુજ આદી લોકમાં તે છવાયો; સુષિર હૃદય

માંહે દીપના તે ભરાયો. પણ પછિ નુતિરૂપે તેથી આ ઉભ-
રાયો ॥૪॥

શ્રી પ્રાર્શ્વનાથની સ્તુતિ.

જિનવર મુજ વામા નંદ આનંદ આપો, વિપદ સકલ વામી માહરાં પાપ કાપો; વિવિધ તિમજ ટાલો આપદા રૂપ સાપો, ગરૂડ સમ તમારા નામના નાથ જાપો ॥ ૧ ॥ મન ધરિ કરિ દૂરેં તેં જરા જાદવોની, પણ તિમ કરવાને આજ છે હામ કોની; ઈમ તુજ જસ ગાયો સ્વર્ગ પાતાલ લોકે, મલિ અમર ગણોએ નાથ થોકેજ થોકે ॥૨॥ગગન ઘન ઘનોથી વ્યાલ જેણે કરીને, મુશલ સલિલ ધારા ગર્વ ચિત્તે ધરીને; પ્રભુ તુજપર છોડી તેં પરંતુ કૃપાને, તસપર જિનધારી ધન્ય તારી ક્ષમાને ॥ ૩ ॥ મહિપર મહિમા તો તાહરો નાથ ગાજે, વિધ વિધ અભિધાનોથી જપે લોક આજે; જિનવર તમને તો સિદ્ધિના સંગ કાજે, તુજ વચન સુધાનું દીપને પાન પાજે ॥ ૪ ॥

શ્રી મહાવીર સ્તુતિ.

અચરિજ કરનારી શ્રી મહાવીર તારી, સકલ જગત માંહે વીરતા મેં નિહાળી; પરિસહ સહિ સર્વે તેં ક્ષમા ખડ્ગ ધારી, કરમ સુભટસેના નાથ તેથી વિદારી ॥ ૧ ॥ શશિકર જિમ જોઈ કૈરવીણી વિકાસે, દિનકર જિમ જોઇ પદ્મિની તો પ્રકાસે; ખુશિ ધન ધન જોઇ જેમ કેકીજ થાશે, ભવિ

તિમ તુમ દેખી હર્ષથી ઉભરાશે ॥ ૨ ॥ દરિશન કરિ તારૂં નાથ સિદ્ધાર્થ જાયા, કરી સફલ મહિમાં આજ મેં મારી કાયા; ભ્રમર જિમ સુમોમાં લીનતાને ધરે છે, તિમ તુમ ચરણોમાં ચિત્ત મારૂં રહે છે ॥૩॥ ફરિફરિ જિન તારી સેવના કેમ પામું, અવસર પણ પામી આજ હું શીશ નામું; તુજ વચન સુધાના પાનથા વ્યાધી વામું, વિનતિ કરિ કહું છું દીપ હું મોક્ષ કામું ॥ ૪ ॥

શ્રી વીશ વિહરમાનની સ્તુતિઃ

સીમંધર પ્રભુ વલી યુગમંધરેશા, બાહુ સુબાહુ સુજાત નમું જિનેશા; શ્રી શ્રી સ્વયંપ્રભ મને સુખ શાંતિ આપો, મારાંજ સર્વ ઋષભાનન કષ્ટ કાપો ॥ ૧ ॥ ભાવે નમો ભવિક લોક અનંત વીર્ય, સૂરપ્રભ પ્રભુ નમો વલી ધારી ધૈર્ય; મુક્ત્યંગના સુખ વિશાલ વિશાલ આપો, કર્મોજ વજ્રસમ વજ્રધરેશ કાપો ॥ ૨ ॥ ચંદ્રાનનાનન સુચંદ્ર સમાન તારૂં, જોડી કરૂં વિનંતિ બાહુ સુચંદ્ર બાહુ, મારાં ભુજંગ સમ કર્મ ભુજંગ ટાળો, સામુંજ મારિ તુમ ઈશ્વર આજ ભાળો ॥ ૩ ॥ આજે નમું નમિ જિનેશ સુવીરસેનં, મહાભદ્ર ભદ્ર મુજ આપ કૃપા કરી તું; પૂજે સુદેવ જસ દેવ જસા નમું તે, સેવા કરી અજિત વીર્યનિ દીપચંદ્રે॥ ૪ ॥

॥ અથ શ્રી સિદ્ધગિરિની સ્તુતિ ॥

સુગિરિ સિદ્ધગિરિ ગિરિરાજને, ભજ ભવી ભવનો ભય

ભાળિને; તિરથ રૂપ રથે રથિ તું થઇ, મુગત થા મુગતી પથમાં જઇ ॥૧॥ મુનિ ગણો અગણીત ગણી ગણો, કવણ-પાર લહે ગણવા તણો; સિદ્ધ થયા વરસિદ્ધિ વધૂ લહી, ભવિ જિહાં નમતેગિરિ ભાવથી ॥૨॥ જગતમાંજ સમાનજ તેહની, અપર કોઇજ તિર્થજ છે નહી; ઇમ જિનોનિજ આગમમાં કહે, ભવિ ડરી ભવથી હૃદયે ધરે ॥૩॥ કનક સિદ્ધિ કરી રસકુંપિકા, વળી જિહાં નમતે ગિરિભૂમિકા; પ્રબલ પુન્ય તણા ઉદયે કરી, ભવિ લહે તસ વાતજ તે ખરી ॥૪॥ વખત પૂર્વન વાણું સમોસર્યા, પ્રથમ તીર્થપતિ પ્રમદે ભર્યા; વળી જિહાં ગિરિરાજજ તેહને, સફલ જન્મજ દીપ નમિ કરે ॥૫॥

॥અથ શ્રી જ્ઞાનની સ્તુતિ ॥

ભવિક નાણ ભજો શુભ ભાવથી, ભવ ભયાનક વારિધિ જેહથી; તરિ શકાય શકાય વળી જઇ, શિવપદે વિપદેથિ પરે થઇ ॥૧॥ પ્રથમ નાણિ સુનાણ સુનાણિથી, જગત નંદિનિ નંદિનિ વાણિથી; કરિપ છોકિરિયા કિરિયાવહી, અવ તરી તર તું ભવ તોયથી ॥૨॥ જગત માનવ માનવમાં નતે, રહિત બોધથિ જે વિબુધો કહે; પશુ સમાનજ માનવ માનજો, રહિત પુચ્છ વિષાણજ જાણજો ॥૩॥ તપ કરી વળિ પંચમિનો ધરી, ધરમ રાગ વિરાગિ થઇ કરી; ભવ થકી ભવિકો ભગતી કરો, ઇમજ નાણ તણી શિવ આદરો ॥૪॥

રચિ સદાગમ આગમ વેદિએ, સદ્ઉપકાર કીધો ઉપકારિએ; લઇશ બોધ સુબોધ તેહથી, તરિસ દીપ વદે ભવ દેહથી ॥૫॥

॥અથ શ્રી નવપદની સ્તુતિ ॥

પદ નમું અરિહંત હરી અરી, તરત અંતર નાંતર નેહથી; પ્રણમી સિદ્ધ જ સિદ્ધિ સધાવસું, ભવ ભવાપદ દાવ વિદારસું ॥૧॥ સરસ સૂરિ તણી સુણિ વાણીને, ભવિક ભૂરી ભવે ભય જાણીને; હૃદય પાઠક પાઠ કરો હવી, શ્રુત તણોજ ઘણોજ ભણો સવી ॥૨॥ મુનિ નમો મનથી બહુ માનથી, નથી નથી ભવથી ભય જેહથી; ધર સુદર્શન દર્શન મુક્તિનું, તરત તું કરિલે ફલ ભક્તિનું ॥ ૩ ॥ નમજ નાણ સુજાણ સુજાણિને, ચરણ તો ચર તુજ વખાણિને; તપ તપો તપ જેથી ન તાપશે, ભવ તણો ઇમ નાણિ વદે રસે ॥ ૪ ॥ નવપદો નમિને પદ લે ભવી, શિવ તણું ઇમ દીપ વદે કવિ બહુજનો જુગતે જગ તેહને, જપિ ગયા મુગતે નમ તેહને ॥ ૫ ॥

॥અથ શ્રી સીમંધર સ્વામિની સ્તુતિ ॥

નમિ સિમંધર તું ધર રંગથી, ચિત્ત ઉમંગ અભંગ અનંગથી, રહિત થાજ તથા ધર મુક્તિનો, કર લહે ફલ રૂપ સુ ભક્તિનો ॥૧॥ પ્રભુ નમું નિશદિનજ દીનહું, કર દયા મુજ નાથ દયાળ તું; ભવ સમુદ્ર થકી મુજ તારજો, વિનતિ મારિ હૃદે અવધારજો ॥ ૨ ॥ જિમ મયર ઘનાઘન

દેખિને, જિમ ચકોર શશાંકજ પેખિને; હૃદય મોદ ધરે ધરણી તલે, તિમ ભવી તુમ દેખીજ ઉલ્લસે ॥ ૩ ॥ કરગરી ખરિ જોડિ કરો કરૂં, વિનતિ તાહરિ દંભ કરી પરૂં; સુખ હવેમુજ દે જિન દીનને, જલધિનું જલ જેમજ મીનને ॥ ૪ ॥ સુર ગણો અગણીત ગુણો ગણે, તુમ તણા પણ પાર ન તે ભણે; કિમ કરી કરિ હું ગણતી શકું, તુમ ગુણો તણિ દીપ વદે ખરૂં ॥૫॥

શ્રી ચતુર્વિંશ જિન સ્તુતિ—વસંતતિલકા છંદ.

શ્રી તીર્થનાથ વિમલાચલ નિત્ય વંદો. દેખી સદા નયનથી જયમ પૂર્ણ ચંદો. પૂજે મળી સુરવરો નરનાથ જેને. ધોરી સદા ચરણ લંછન માંહિ તેને ॥ ૧ ॥ શ્રેયાંસના ઘર વિષે રસઇક્ષુ લીધો, ભીક્ષા ગ્રહી નિજ પ્રપોત્ર સુપાત્ર કીધો. માતાપ્રતે વિનય ભાવ ધરી પ્રભૂએ, અર્પ્યું અહો પરમ કેવલ શ્રી વિભૂએ ॥ ૨ ॥ દેવાધિદેવ ગજલંછન ચંદ્ર કાન્તિ, સંસાર સાગરતણી હરનાર ભ્રાંન્તિ, એવા જિનેશ્વરતણા યુગપાદ પૂજો, દીઠો નહિ જગતમાં તુમ તુલ્ય દૂજો ॥ ૩ ॥ જન્મ્યા તણી નયરી ઉત્તમ જે અયોધ્યા, ત્રાતા નરેશ પ્રભુના જીત શત્રુ યોધ્ધા દેદીપ્યમાન જનની વિજ્યા સ્વિકારી, સેવો સદા અજીત નાથ ઉમંગ કારી ॥૪॥ વાધેનકેશ શિરમાં નખરોમ વ્યાધિ, પ્રસ્વેદ ગાત્ર નહિ લેશ સદા સમાધિ, છે માંસ શોણિત અહો અતિ શ્વેતકારી. હે સ્વામિ સંભવસુ સંપદ ગાત્ર તારી ॥ ૫ ॥

છે શ્વાસ અંબુજ સુગંધ સદા પ્રમાણે, આહારને તુમ નિહારને કોઈ જાણે, એ ચાર છે અતિશયો પ્રભુજન્મ સાથે, વંદુ હંમેશ અભિનંદન જોડી હાથે ॥૬ ॥ ભૂમંડલે વિચરતા જિનરાજ જ્યારે, કાંટા અધોમુખ થઇ રજશુદ્ધ ત્યારે, જે એક જોજન સુધી શુભવાત સુદ્ધી, એવા નમું સુમતિ નાથ સદા સુબુદ્ધિ, ॥ ૭ ॥ વૃષ્ટિકરે સુરવરો અતિ સુક્ષ્મધારી, જાનુ પ્રમાણ વિ-રચે કુસુમો શ્રીકારી, શબ્દો મનોહર સુણી શુભ શ્રોત્ર માંહિં. શ્રી પદ્મનાથપ્રભૂને પ્રણમું ઉછાંહિ ॥ ૮ ॥ સેવા કરે યુગલ યક્ષ સુહંકરોને, વિંજે ધરી કરવિષે શુભ ચામ્મરોને, વાણી સુણે સરસ જોયણ એક સારી, વંદુ સુપાર્શ્વ પુરૂષોત્તમ પ્રીતિકારી ॥ ૯ ॥ જલ્પે જિનેંદ્ર મુખ માગધિ અર્ધભાષા, દેવો નરો તિરિગણો સમજે સ્વભાષા॥ આર્યો અનાર્ય સઘળા જન શાંતિ પામે, ચંદ્ર પ્રભુ ચરણ લંછન ચંદ્રનામે ॥ ૧૦ ॥ વૈરિ વિરોધ સઘળા જન ત્યાં વિસારે, મિથ્યાત્વિઓ વિનચી વાક્ય મુખે ઉચ્ચારે॥ વાદી કૈહિ અવીનઇ થઇ વાદ માંડે, દેખી જિનેશ સુવિધિ જન ગર્વ છાંડે ॥ ૧૧ ॥ જે દેશમાં વિચરતા જિનરાજ જ્યારે, ભી તો ભયંકર નહિ લવલેશ ત્યારે ॥ ઇતી ઉપદ્રવ દુકાલતે દૂર ભાજે, નિત્યે કરૂં નમન શીતળ નાથ આજે ॥ ૧૨ ॥ છાયા કરે તરૂ અશોક સદૈવ સારી, વૃક્ષો સુગંધ શુભ શીતળ શ્રેયકારી ॥ પચ્ચીસ જોયણ લગે નહિં આધિવ્યાધિ, શ્રેયાંસ નાથ તુમ સેવનથી સમાધિ ॥ ॥ ૧૩ ॥ સ્વપ્નો ચતુર્દશ લહે જિનરાજ માતા, માતંગ

ને વૃષભ સિંહ સુલક્ષ્મીદાતા ॥ નિર્ધૂમ અગ્નિ શુભ છેવટ દેખી ને તે, શ્રી વાસુ પૂજ્ય પ્રભુતા શુભ સ્વપ્નથી તે ॥ ॥ ૧૪ ॥ જે પ્રાતિહાર્ય શુભ આઠ અશોક વૃક્ષે, વૃષ્ટિ કરે કુસુમથી સુરનાદ દક્ષે, બે ચામ્મરો શુભ સુખાસન ભાસ્કરોતે, છે છત્ર હે વિમળનાથ સુદુંદુ ભીતે ॥ ૧૫ ॥ સંસ્થાન છે સમ સદા ચતુરસ્ત્ર તારૂં, સંઘેણ વજ્રરૂષભાદિ દીપાવનારૂં॥ અજ્ઞાન ક્રોધ મદ મોહ હર્યા તમોએ, એવા અનંત પ્રભુને નમીએ અમોએ ॥ ૧૬ ॥ જે કર્મવૈરિ અમને પીડનારા, તે કર્મથી પ્રભુ તમેજ મુકાવનારા ॥સંસાર સાગર થકી તમે તારનારા, શ્રી ધર્મનાથ પદશાશ્વત આપનારા ॥ ૧૭ ॥ શ્રી વિશ્વસેન નૃપ નંદન દીવ્ય કાન્તિ, માતા સુભવ્ય અચિરા તસ પુત્ર શાન્તિ॥ શ્રી મેઘના ભવ વિષે સુર એક આવી, પારેવ સિંચનકનું સ્વરૂપા બનાવી ॥ ૧૮ ॥ પારેવને અભય જીવીત દાન આપ્યું, પોતાતણું અતિ સુકોમળ માંસ કાપ્યું॥ તેવા મહા અભયદાનથી ગર્ભવાસે, મારી ઉપદ્રવ ભયંકર સર્વ નાસે ॥૧૯॥ શ્રી તીર્થ નાયક થયા વલી ચક્રવર્તિ, બન્ને લહી પદવીઓ ભવ એક વર્તિ॥ જે સાર્વ ભોમપદ પંચમ ભોગવોને, તે સોલમા જિન તણા ચરણે નમીને ॥૨૦॥ ચૌરાશી લક્ષ ગજ અશ્વરથે કરીને, છન્નુ કરોડ જન લશકર વીસ્તરીને, તેવી છતે અતિ સમૃદ્ધિ તજી ક્ષણેકે, શ્રી કુંથુનાથ જિન ચક્રિ થયા વિવેકે ॥૨૧॥ રત્નો ચતૂર્દશનિધાન ઉમં-

ગકારી, બત્રીસ બદ્ધ નિત નાટક થાય ભારી ॥ પદ્મમાનની સ હસ ચોસઠ અંગનાઓ, તેવી તજી અરજિનેશ્વર સંપદાઓ ॥૨૨॥ નિત્યે કરે કવલ ક્ષેપન કંઠ સુધી, ષટ્ મિત્રને તરણ કાજ નિપાદ્ય બુદ્ધિ ॥ ઉઘાડ ન મોહન ગૃહે સ્થી હેમ મૂર્તિ, મલ્લિજિનેશ પડિમા ઉપકાર કર્તિ ॥ ૨૩ ॥ નિસ્સંગદાન્ત ભગવંત અનંત જ્ઞાની, વિશ્વોપકાર કરૂણાનિધિ આત્મધ્યાની॥ પંચેંદ્રિયો વશ કરી હણી કર્મ આઠે, વંદો જિનંદ્ર મુનિસુ વ્રત તેહ માટે ॥૨૪॥ ઇન્દ્રો સુરો નરવરો મળી સર્વ સંગે, જન્માભિષેક સમયે અતિ ભક્તિ રંગે॥ વિદ્યા ધરી સુરવરો સુભ શબ્દ રાગે, સંગીત નાટક કરે નમિ નાથ આગે ॥ ૨૫ ॥ રાજેમતી ગુણવતી સતી સૌમ્યકારી, તેને તમે ત્યજી થયા મહા બ્રહ્મચારી, પૂર્વે ભવે નવ લગે તુમ સ્નેહ ધારી; હે નેમિનાથ ભગવંત પરોપકારી ॥ ૨૬ ॥ સન્મેત શૈલ શિખરે પ્રભુ પાર્શ્વ સોહે, શંખેશ્વરા અમીઝરા કલિકુંડ મોહે, શ્રી અશ્વસેન કુલ દીપક માતુ વામા નિત્યે, અચિંત્ય મહિમા પ્રભુ પાર્શ્વનામા ॥ ૨૭ ॥ સિદ્ધાર્થરાય ત્રિસલા સુત નિત્ય વંદો; આનંદકારક સદા ચરણારવિંદો, જે શાસનેશ્વર તણો ઉપકાર પામી, પૂજું પ્રભુ ચરણશ્રી મહાવીર સ્વામી ॥૨૮॥ શ્વેતાંબરી શુભ પરંપર આદ્ય જેની, સંવેગ જન રસરંગીત આત્મ તેની, શાસ્ત્રોક્ત શુદ્ધ ઉપદેશક મુખ્ય સૂરિ, શ્રી પાર્શ્વ ચંદ્ર ગુરૂરાજ પ્રતાપ ભૂરિ ॥૨૯॥ ચંદ્રાર્ક શોભિત વિશ્રાપ

કપાલ કાંતિ, શ્રી હર્ષચંદ્ર સૂરિરાજ સ્વભાવ શાંતિ, શિષ્યો થયા તસપદે સૂરિ હેમચંદ્રો, છે જેષ્ટ ભ્રાત કુશલેંદુ સુમુક્તિ ચંદ્રો ॥૩૦॥ પટ્ટે પરંપર યુગંધર ઉગ્ર ભાગ્ગી, રિદ્ધિ પરિગ્રહ મહામદ મોહ ત્યાગી, તે વિદ્યમાન વિચરે ગુણવંત આજે, શ્રી ભ્રાતૃચંદ્ર ગુણ નિર્મલ સૂરિરાજે ॥ ૩૧ ॥ વિખ્યાત શ્રી ગુરૂ સદા હરચંદ્ર હેતે, તેના પ્રતાપ સુપસાયથી શાંતિ ચિત્તે, દ્વાંત્રિંસિકા સ્તુતિ જિનેંદ્ર અખંડ કાવ્યે, શ્રેયો વસંત તિલકા કૃતિ સુદ્ધ ભાવ્યે ॥૩૨॥

---

## સામાન્ય જિન સ્તુતિ

ભક્તિ થકી પરમભાવ ધરી પ્રભુને, નિશ્ચે કરી હૃદયમાં ન ધર્યા વિભુને, જેથી અચિંત્ય પરિતાપ વિયોગ પામું, વ્યાક્ષેપ ચિત્ત કિરિયા ફળથી વિરામું ॥ ૧ ॥ શબ્દો કદી શ્રવણમાં તુમ સાંભળેલા, પૂજ્યો તણા ચરણ કોઇ સમે પૂજેલા, દેખ્યા હશે નજરથી કદી કોઇ વેલા, એકાગ્રચિત્ત શુભ ભાવ ન ચિંતવેલા ॥૨॥ સ્વામી જિનેશ કરૂણા નિધિ દીન બંધુ હે નાથ પૂજ્ય પરમેશ્વર તાત સિન્ધુ, ગંભીર વીર અતિ ધીર મહા પ્રતાપી, છો શાંત દાંત ભગવંત અનંત વ્યાપી ॥૩॥ નેત્રો સુકોમળ સુભવ્ય પ્રકાશકારી, દૃષ્ટિ સુધારસ સુરા નિરખી તુમારી, ચાહે નિરંતર સુધારસ સ્વાદ લેવા, પીનાર ભક્ત વચનામૃત સુજ્ઞ દેવા ॥ ૪ ॥ વંદુ ત્રિલોકય પરમેશ્વર પ્રીતિધારા વંદુ ત્રિલોક પરિતાપ નીવારનારા, વંદુ

જીનેંદ્ર ભવ સિંધુ ઉતારનારા, વંદુ જિનેશ ભુવિ ભૂષણ શ્રેયકારા ॥ ૫ ॥

## શ્રી અરિહંતપદ સ્તવન.

( ગિરિવર દરિશણ વિરલા પાવે. એ રાગમાં )

શ્રી અરિહંત પદ ભવિજન ધ્યાવે. નામસ્થાપનાને દ્રવ્ય ભાવે. શ્રીઅરિહંત. ॥ટેક૦॥ ચોત્રીશ અતિશય વંત સોહાવે. વાણી પાંત્રીશ ગુણયુત ગાવે. બાર ગુણે ગુણવંત કહાવે. જિનપતિ અરિહંત નામ ધરાવે ॥ શ્રી. ૧ ॥ અષ્ટ સહસ લક્ષણ જસ અંગે, જગતજંતુ વિશ્રામ સ્વભાવે. ત્રીજે ભવ વરથાનક તપ કરી, અરિહંત નામ કર્મ ઉપજાવે ॥શ્રી ૨॥ પંચ કલ્યાણક સમયે ત્રિભુવને. નરકે પણ અજવાળુ થાવે. દોષ અઢાર રહિત જગત્રાતા. તારણ તરણ ઝહાઝ કહાવે. ॥ શ્રી ૩ ॥ ખટ કાય ગોકુળ પાલક જિનપતિ. મહાગોપ સમરથ સુપ્રભાવે, દયા પડહ ઉદઘોષણા કરતા. મહા માહણ અરિહા યશ પાવે, ॥ શ્રી ૪ ॥ ભવો દધિતારક મહા નિર્યામક. સાર્થ વાહ ભવ અટવી અટાવે, અજર અમર અક્ષય પદ દાયક. ધર્મધુર ધંર ધોરી કહાવે. ॥ શ્રી ૫ ॥ ભોગકર્મ ક્ષીણ જાણી જિનેશ્વર, ત્રણ જ્ઞાન સહ જન્મ જે પાવે. સર્વ ભાવના જાણગ પારગ, નિર્મળ અસંખ્ય પ્રદેશ સોહાવે ॥ શ્રી ૬ ॥ અષ્ટ મહાપ્રાતિહાર સહિત પ્રભુ, ત્રીગડે ધર્મોપદેશ દેભાવે. ચાર કર્મઘાતીને ચક્ચૂરિ. ભવોપગ્રહીયો સહીત સોહાવે. ॥ શ્રી. ૭ ॥ દ્રવ્ય

ગુણ પર્યાયે એ પદ ધ્યાતાં. પિંડસ્થ પદસ્થ રૂપસ્થ પ્રભાવે. દેવપાલાદિક એ પદ પામ્યા, ભ્રાતૃચંદ્ર સૂર તસગુણ ગાવે ॥ શ્રી. ૮ ॥

## શ્રી વીમલગિરિસ્તવન

### પુનમ ચાંદની ખીલી એ રાગ.

ભાવો ભવિયણ ભવથી તરવા વિમલ ગિરિંદનેરે. કરવા શિવપુર સદ્મ સુખકર આવાસ. સેવો મન વચ કાયાથી મેલી સહુ મોહનેરે. ॥ ૧ ॥ સાર્વભૌમ નૃપ ગણ મહીં, જેમ તારામાં ચંદ. તેમ શોભે સહુ તીર્થમાં જાણે શીવતરૂ કંદ. એને ભાવ થકી ભાવી, ભવિયણ ભવથી તર્યાંરે. પંચમ કાલ મહીં જે સુરતરૂસમ કહેવાય ॥ સેવો ૨ ॥ પૂરવ નવાણું વાર જ્યાં આવ્યા પ્રથમ જિણેશ, મહિમા મોટો એ તણો, ગાવે સંત વિશેષ, પામ્યા ગણપતિ શ્રી પુંડરીક પરમ પદને જિહાં રે, પામી કેવલ કમલા કર્મ કરી સહુ નાશ ॥ સેવો ૩ ॥ જેનું આલંબન લઈ કરી, પામ્યાં કેવળ જ્ઞાન. પાંડવ શિવરમણી વર્યાં, ઉજ્વળ ધારી ધ્યાન. મુનિવરના મંડલ બહુ, જ્યાં પામ્યા શિવરાજનેરે. સ્થાવર તીર્થ છતાં, મહિમાથી જંગમ જેહ ॥ સેવો ૪ ॥ કુટિલ કર્મને કાપવા ધરવા સદ્ગુણ હાર. તરવા ભવ સાગરથી ધ્યાવો ગિરિવર સાર. દીપ કહે મંગલ માલ સંકટ સહુ ટળે રે, ધારો મન મંદિરમાં એ ગિરિ શરણ સહાય ॥ સેવો ૫ ॥

## ચોત્રીશ અતિશયનું સ્તવન

(મન મંદિર આવોરે કહું એક વાતડલી. એ દેશી)

જગનાયક જિનજીરે, અતિશય આપ તણા, સમ વાયાંગ સૂત્રેરે, ભાંખ્યા ભેદ ઘણા, નખ કેશન વાધેરે નહી મલ રોગ કદા, સુરભિ પય સરીખોરે શોણીત શ્વેત સદા. જગ ॥ ૧ ॥ જસ શ્વાસ સુગંધીરે, પસરે પદ્મ કલી, વિધિ આહાર નિહા-રેરે, નહીં કોઇ જાણે વલી, જિન જન્મથા સાથેરે, અતિશય ચાર કહ્યા, ગીતારથ પાસેરે, સુણી શ્રવણે સદ્દહયા. જગ॥૨॥ ધરમ ધ્વજ ચક્રજરે, દીપે દેદીપ્ય રવી, છત્ર ત્રય ગગનેરે, બીરાજે કામગવી, શ્વેત ચામર શોભેરે, શશી સમ સુંદરતા, પાય પીઠ સુખાસનેરે, આગલ જઇ ઠરતા. જગ ॥૩॥ ધ્વજ દંડ પ્રચંડેરે, જોયણ સહસ તણો, મોહમલ્લ તે દેખીરે, ભાજે દૂર ઘણો. કલ્પ વૃક્ષની છાયારે, પ્રભુ શીર નિત્ય વહે, પ્રભા મં-ડલ પાછલરે, પૂર્ણ પ્રકાશ લહે. જગ ॥૪॥ ભૂમંડળ જોયણરે, વાયુથી શુદ્ધ કરે, જલ સૂક્ષ્મ વરસેરે, રજોકણ દૂર કરે, વલી કંટક તીક્ષણરે, અધો મુખ થાય સહિ, સુગંધિક પુષ્પજરે, જાનુ પ્રમાણ લહિ. જગ ॥૫॥ યુગ પક્ષ સમિપેરે, ચામર હસ્ત ગ્રહી, પ્રભુજીની વાણીરે, જોયણ ગામી કહી, અર્ધ માગધી ભાષારે, પયંપે શ્રી મુખથી, સુરનર તિરિ સમજેરે, કરે સ્થિ-રતા સુખથી. જગ ॥ ૬ ॥ કદિ આર્ય અનારજરે, સુણે એક ચિત્ત કરી, દ્વેષ ઈર્ષા નિવારેરે, વૈર વિરોધ હરી, પરતિર્થિકી

આવીરે, કદિ અભિમાન ધરે, થઇ સરલ સ્વભાવીરે, ચિત્ત સમાધિ કરે. જગ॥૭॥ પંચવિંશતિ જોયણરે, અતિશય પૂજય તણા, ઇતિ ભીતી ઉપદ્રવરે, ટળે દુઃખ દૂર ઘણા, પ્રભુના ગુણ પઠતારે, સિદ્ધિ સમૃદ્ધિ મળે, ચૌત્રીશ અતિશયરે, ગુણતાં પાપ ટળે. જગ ॥૮॥ એમ મૂલથી ચારજરે, એકાદશ કર્મ ક્ષયે, એક ઉણુહ વિંશતિરે, કરે સુર ભક્તિ મયે, સર્વે મળી ચોત્રીશરે, અતિશય એહ કહ્યા, દિન રાત્રિ સુણતાંરે, નિત્ય કલ્યાણ લહયા. જગ ॥૯॥

## ॥ શ્રી આદિ જિન સ્તવન ॥

આ ભવ રત્ન ચિંતામણી સરીખો. એ દેશી.

આદીશ્વર પ્રભુ દીન દયાલુ જગ બંધવ જગ તાતરે॥ જગ ઉપકારી દયા દીલ ધારી, જ્ઞાનથી અતિ અવદાતરે ॥૧॥ આદી૦ ॥જગજીવન તું સમતાધારી, પ્રગટિત આતમ ભાવરે, શરણાગતને વત્સલ કારી, ભવજલ તારણ નાવરે. આદી॥૨॥ ચઉદિશ ફરકે ધર્મ ધ્વજા તુમ, દયાંસુદેશના વાયરે; કમ કટકનું જોર ન ચાલે, મોહાદિક લજવાયરે. આદી ॥૩॥ આશા પૂરણ સમરથ જાણી, આવી ઉભો દરબારરે, મનના મનોરથ પૂરો પ્રભુજી, તું જગ તારણહારરે. આદી ॥૪॥ કાલ અનાદિ ચાર ગતિમાં, ફરીઓ અનંતી વારરે; છેદન ભેદન ભુખ તૃષાને, ખમીઓ વારંવારરે. આદી ॥ ૫ ॥ કામી દંભી હું મદમાં માતો, જનમ્યો પંચમ કાલરે; રાત દિવસ મેં પાપજ બાંધ્યું, તેથી થયો બેહાલરે. આદી૦ ॥ ૬ ॥ અભયદાતા તું

નાથ ગવાયો, લેજો બાલ સંભાલરે; દૃષ્ટિ પ્રસાદની મ્હેર કરોને, છો સેવક પ્રતિપાલરે. આદી ॥ ૭ ॥ નિઃસ્નેહી પણ નાથ નિહાલો, એવી મુજ અરદાસ રે; કુશલ દીપ ગુરૂરાજ પ્રતાપે, પૂરો દેવની આશરે. આદી ॥૮॥

### શ્રી પદ્મપ્રભ જિન સ્તવન.

તેજે તરણીથી વડોરે–એ દેશી.

પદ્મ પ્રભુ જિનરાજસું રે, કરીએ પ્રીતિ અભંગ; સ્નેહ સાચો કહ્યો ધર્મનોરે, જેવો મજીઠનો રંગ હો, ભવિકા અવિહડ પ્રીતિ ધારજોરે, અંતરભાવ વધારજોરે, ટાલજો મિ-થ્યા ફંદ, કર્મ સબલ દૂરે કરીરે, લાવજો ભક્તિ અમંદ હો ભવિકા અવિહડ૦ ॥૧॥ ધન પરિવારની ઉપરેરે, પ્રીત અ-નાદિ કાલ; રંગ પતંગના જેહવી તે, અપ્રશસ્તને ટાલ હો, ભવિકા અવિહડ૦ ॥૨॥ અપૂર્વ પ્રીતિ ભાવનોરે, પ્રગટાવી અતિ રંગ, ત્રિભુવન નાથને ધ્યાવતાં રે, ન રહે મોહનો સંગ, હો ભવિકા અવિહડ૦ ॥૩॥ જેમ ત્રાંબુ રસયોગથીરે, થાય સુવર્ણરૂપ, તેમ અનૂપમ પ્રીતિથીરે, પામો આત્મ સ્વરૂપ હો, ભવિકા૦ અવિહડ૦ ॥૪॥ રક્ત વરણ જસ દેહનોરે, કાંતિ સૂર્ય પ્રકાશ; કમલ લાંછનથી શોભતારે, પૂરે ભવ્યની આશ, હો ભવિકા, અવિહડ૦ ॥૫॥ પ્રભુ નિશ્ચલ તુજ ભક્તિમાંરે, જાણી શિવ સોપાન; કુશલ દીપના પ્રસાદથી રે, દેવને સમ્યક્ જ્ઞાન હો ભવિકા. અવિહડ૦ ॥૬॥

## શ્રી શાંતિનાથ જિન સ્તવન

### વીરકુંવરની વાતડી કેને કહીએ–એ દેશી

શાંતિ જિણંદ મુજ વીનતી અવધારો, હાંરે અવધારો ભવથી તારો. હાંરે સેવકનો જન્મ સુધારો, હાંરે છો જગત દયાલ. શાંત ॥૧॥ પાપે હું નરકે ગયો પુન્યહીનો, હાંરે પરમાધામીએ દુઃખ દીનો, હાંરે છેદનભેદને પર આધીનો, હાંરે કેતી કહું દુઃખ વાત શાંતિ ॥ ૨ ॥ કર્મે તિર્યંચપણું લહ્યું અતિહેલા, હાંરે નિગોદે રહ્યો કેઇ વેલા હાંરે વધ બંધનથી દુઃખરેલા, હાંરે ભૂખ તરસ અપાર. શાંતિ ॥ ૩ ॥ પુન્યની રેખા થકી થયો દેવદેવી. હાંરે તિંહા લોભે વિષયજ સેવી, હાંરે પરઋદ્ધિ જોઈ મન ખેવી, હાંરે અવિરતિ અવિચાર. શાંતિ. ॥ ૪ ॥ માનવ દેહ મલ્યો અતિ શુભ યોગે, હાંરે લપટાણો વલી કામભોગે, કર્મે પીડાયો રોગે, હાંરે ખોયો નર અવતાર. શાંતિ. ॥ ૫॥ ભવ અટવીમાં હું ભમ્યો ચિરકાલો, હાંરે મોહરાય થયો વિકરાલો, હાંરે મુજ હાથ હવે પ્રભુ ઝાલો, હાંરે સુણી એ અરદાસ. શાંતિ. ॥ ૬ ॥ ગુણ ગણ રત્નતણા તમે પ્રભુ દરિયા, હાંરે મુજમાં અવગુણ બહુ ભરિયાં, હાંરે તુમ ભેટતાં કારજ સરિયા. હાંરે કરો નાથ ઉદ્ધાર. શાંતિ. ॥ ૭ ॥ ભારી લોહતરે નાથ યથા કાષ્ઠ સંગે, હાંરે તેમ તારજો ભક્તિ રંગે, હાંરે આવ્યો આશ ભરી મન રંગે, હાંરે વિનવું વારંવાર. શાંતિ. ॥૮॥ કુશલ ચંદ્ર ગુરૂરાજજી ગુણરાજે, હાંરે દીપચંદ્ર

પ્રવર્તક ગાજે, હાંરે સમતાદિક ગુણથી છાજે. હાંરે કરો દેવ ઉદ્ધાર. શાંતિ. ॥ ૯ ॥

## શ્રી નેમિનાથ સ્તવન.

નવખંડા પાસજી પાયા—એ દેશી.

જિનવર જગહિતકારા, જય જય શ્રી નેમજી પ્યારા, સમુદ્ર વિજયવશે બીરાજે, વાણીથી ઘનસમ ગાજે, ચોત્રીશ અતિશયથી છાજે, સવિ અરિજનનાં દલ ભાજે, ભવિજન મનમોહનગારા. જય જય. ॥ ૧ ॥ શિવાદેવી માતનાં નંદા, હરિવંશે સુરતરૂકંદા, પૂજે નિશદિન સુરવૃંદા, ટાલ્યા મહા મોહના ફંદા, નિષ્કારણ તારણ હારા. જય. ॥ ૨ ॥ પ્રભુ શ્યામ વરણ તનુ ધારી, જાઉં રૂપતણી બલિહારી, દશધનુષ દેહ મનોહારી, શંખ લંછન શોભે ભારી, જગજનને આનદકારી જય. ॥ ૩ ॥ રથ ફેરી ગયા ગિરનારિ, મનમથનાં માનને મારી, નવ ભવની પ્રીત નિવારી, પ્રભુરાજેમતિને તારી, થયા ભવ નિવાસથી ન્યારા. ॥જય૦॥૪॥ જિનરાજ બાલ બ્રહ્મચારી, કેવલ કમલા સ્વીકારી, તાર્યાં બહુ નરને નારી, શિવરમણી મનમાં ધારી, તુમકરૂણા રસના કયારા. ॥જય૦ ૫॥ આયુ સહસ્ર વરસનું પાલી, શિવ પોતા કરમ પખાલી, તારો સેવક દુઃખ ટાલી, દીપ દેવ નમે ચરણાલી, પ્રભુ જગદુદ્ધારણ હારા. ॥ જય૦ ॥ ૬ ॥

## ॥ શ્રી પાર્શ્વજિનં સ્તવન. ॥

### આવો આવો જશોદાના કંત—એ દેશી.

સેવો સેવો પાર્શ્વજિન રાજ તારક જાણીરે, જગનાયક દીનદયાલ પુરૂષા દાણીરે, લોકાલોકનાં ભાવ પ્રકાશ કેવલ નાણીરે, નિશદિન સેવતાં થાય ભવદવ હાણી ॥સેવો॥૧॥ શુભ પૂરવ પૂન્ય સંયોગ પાસજી મલીયારે, જેમ ચાતકને જલધાર મનોરથ ફલીયારે, પ્રભુ દરિશણથી વિખરાય કરમનાં દલિયારે, દેખી દિન મણિને જેમ ઘૂક નેત્રજ ટલીયારે, ॥સેવો૦॥૨॥ કરતાં જિન રાજનું ધ્યાન અનુભવ થાવેરે, ખીર નીરનો ભેદ પ્રમાણ હંસ સમ પાવેરે, જેણે ચાખ્યો અમૃત સ્વાદ લવણ ન ભાવેરે, પ્રભુ વિણ છે દેવ અનેક મનમાં ન આવેરે ॥સેવો॥૩॥ પિતા અશ્વસેન નરરાય કિર્તિ જામીરે, વામા દેવી માતમલ્હાર પ્રભુ અભિરામીરે, સુરનર મળી સેવે પાય શિવસુખ કામીરે, ભવ અટવી તણો દુખ દાહ દૂરથી વામીરે ॥સેવો॥૪॥ કરી જનમ મરણ ભય દૂર આત્મ વિલાસીરે, પ્રભુ અજર અમર અકલંક પરમ પ્રકાશીરે, વલી સાસ્વત સુખનાં ધામ નિજ ગુણ વાસીરે, શ્રી કુશલ દીપનો દેવ ભંજે અવિનાશીરે ॥સેવો૦॥૫॥

## ॥ શ્રી વીરજિન સ્તવન॥ ॥

### મન મંદિર આવોરે. એ દેશી

પ્રભુ વીરને સેવોરે ભવિયણ ભાવ ધરી, ત્રિભુવનમાં

દિવોરે અજ્ઞાન તિમિર હરી, નિજ ગુણ અભિરામીરે કરમ વિનાશ કરી, સમતા રસ ઝીલેરે નહિ અભિમાન જરી. ॥પ્રભુ॥૧॥ સિદ્ધારથ નંદનરે થયા ત્રણ લોક ધણી, માતા ત્રિશલા દેવીરે જાયા જગદેવ મણી, કાશ્યપ વંશ દીપ્યોરે થઇ જન શાંતિ ઘણી, થયા સંસાર ત્યાગીરે લેઇ વ્રત મોક્ષ ભણી. ॥પ્રભુ॥૨॥ સદા શુકલ ધ્યાનેરે કેવલ જ્ઞાન લહી, ભવિયણ પતિ બોધેરે દેશના બોધ કહી, કંચન વરણી કાયારે સુંદર સાત હાથ સહી, સેવે લંછન રૂપેરે સદા સિંહપાસ રહી ॥પ્રભુ॥૩॥ સિંહાસને બેઠારે કાંતિ સવિતાથી ઘણી, નર અમરો આ-વીરે સ્તવે બહુ શ્લોક ભણી, અતિશય ગુણવંતારે વાણી પાંત્રીશ ગુણી, મહાવીરની આગેરે હાર્યા સહુ વાદ ધણી. ॥પ્રભુ ॥૪॥ અવિચલપદ વાસીરે થયા સિધે એક સમે, અનુપમ અવિનાશીરે જ્યોતિમાં જ્યોત રમે, શાસન ઉપ-ગારીરે વીરનું ધ્યાન ગમે, કુશલ દીપ રાગીરે દેવ નિત પાયનમે ॥પ્રભુ॥૫॥

## ॥ શ્રી સીમંધર સ્વામિ સ્તવન ॥

( રાગ પ્રભાતિ )

કંઇયે દરિશણ આપશો, શ્રી સીમંધર દેવા, ધન્ય વેળા ધન્ય તે ઘડી જે દિન કરશું સેવા ॥કંઇયે૦॥૧॥ તુમ મુખ ચંદ્રને પેખીને ક્યારે નિરમલ થાશું, ચરણ કમલ નિત સેવીને દેશના જલમાં ન્હાશું ॥કંઇયે॥૨॥. પાપ પખાલી

પૂર્વના શુદ્ધ ચારિત્ર લહીશું, ભાવ ભલો મન આણીને તુમ આણને વહીશું ॥કંઇયે॥૩॥ જગઉદ્ધારક નાથજી, વીન વિયે જિનરાયા, કાલ અનાદિ વહી ગયો, નહિ દરિશણ પાયા ॥કંઇયે॥૪॥ મનનાં મનોરથ પૂરજો, અબ મુજ દૂરે વાસો, દિન દિન જિન અવધારજો સેવકની અરદાશો ॥કંઇયે॥૫॥ શ્રેયાંશ વંશે જનમીયા સત્યકી માતના જાયા, મુનિ સુવ્રત નમિ આંતરે, કેવળ જ્ઞાન નિપાયા ॥કઇયે॥૬॥ ભવિક કમલ પ્રતિ બોધતા વિચરો ધરમના દાતા, કુશલ દીપ ગુરૂરાયથી દેવ લહે સુખ શાતા॥કંઇયે॥૭॥

## ॥ શ્રી નવ પદ સ્તવન. ॥

### આદિત્યે અરિહંત આપ પધારો. એ દેશી.

શાસન નાયક શ્રી વીર બોલે, બેઠી બારે પરખદા ટોલે, નહિ કોઇ નવપદ તોલેરે ભવિ નવપદ ધ્યાવો જેમ તુમ શિવ સુખ પાવોરે, ભવિ નવ પદ ધ્યાવો, ॥ ૧ ॥ પ્રથમ તે શ્રી અરિહંત સ્વીકારો, બાર ગુણે કરી શ્વેતજ ધારો, જગજનને હિતકારોરે ॥ભવી૦॥૨॥ સિદ્ધનિરંજન રક્તજ ગાવો, ધ્યાન લગાવી મનમાં ભાવો, લ્યો નરભવનો લાવોરે ॥ભવી-॥૩॥ શ્રી આચારજ ગુણ મણિ ખાણી, સુદ્ધ પ્રરૂપે આગમ વાણી, સમરો ગીતારથ જાણીરે ॥ભવી૦॥૪॥ શ્રી ઉવઝાયને વંદો ભાવે, સૂત્ર અર્થ તે ઉભય ભણાવે, નમતાં શીવ વધૂ આવેરે ॥ ભવી૦॥૫॥ પંચમ મુનિવર સમતા રાખે,

સાધે સંજમ આતમ સાખે, તે અનુપમ સુખ ચાખેરે ॥ભવી૦॥૬॥ છઠું દરિશણ નિરમલ પામી, જૈન સુતત્વ રૂચી અભિરામી, ધરિયેં મુગતિનાં કામીરે ॥ ભવી૦॥૭॥ સાતમૂં જ્ઞાન દીવાકર દીપે, રાગ દ્વેષ અજ્ઞાનને જીપે, ધ્યાવતાં કરમન લીંપેરે ॥ભવી૦॥૮॥ અષ્ટમ સુંદર સંજમધરિયેં, અહોનિશ ઈંદ્રીય સંવર કરીયેં, હેલે શીવ સુખ વરીયેંરે ॥ભવી૦૯॥ નવમું તપ પદ બહુલા ભેદે, ઘાતી કરમનાં મૂળ ઉચ્છેદે, નમો નમો નિત્ય અખેદેરે ॥ભવી૦॥૧૦॥ કુશલચંદ્ર દીપ સદગુરૂ રાયા, પામી દેવતે તાસ પસાયા, નવ પદનાં ગુણ ગાયારે ॥ભવી૦૧૧॥

સિદ્ધાગિરિ સ્તવન

ઉજ્જલ ગિરિ નમું નેમિ જીણંદા. એ દેશી

શત્રુંજય નમું તીર્થ વરિંદા સોહે જિહાં પ્રભુ આદિ જીણંદા ॥૧॥ શત્રુંજય૦ પૂરવ નવાણું ઈણ ગિરિ આયા, પંચસે ધનુષની દીપે કાયા. શત્રું૦ પુંડરીક ગણધર બહુ મુનિરાયા, ચૈત્ર પૂનિમ દિન શિવ સુખ પાયા, શત્રું૦ ॥૨॥ થાવચ્ચા શુક સેલગ આવી, રામ પાંડવ શુભ સમતા લાવી, શત્રું૦ પાપ પખાળી અણશણ ભાવી, પામ્યા શિવપૂર કરમ ખપાવી શત્રું૦ ॥૩॥ કાંકરે કાંકરે સિદ્ધ અનંતા, તીરથ ફરસો ભવિ ગુણવંતા. શત્રું૦ સાધુ ગણધર જિન અરિહંતા આવી ગિરિવર મહિમા કરતાં. શત્રું૦ ॥ ૪.॥ ભાવ થકી

જે એ ગિરિ આવ્યા, કઠીન કરમ પણ શીઘ્ર ખપાવ્યા, શત્રું૦ સંઘ સહિત બહુ ભવિ પરવરિયા, તીરથ ફરસી ભવ જલ તરીયા શત્રું૦ ॥૫॥ શશી મુનિ ખંડને પૃથવી સુહાવે. કારતિક પુનમ ગિરિ ગુણ ગાવે શત્રુ૦ કુશલચંદ્ર ગુરૂ દીપ પ્રભાવે, દેવચંદ્ર પ્રભુ દરિશણ પાવે શત્રું૦ ॥૬॥

### શ્રી સહસ્રકૂટ જિન સ્તવન.

(વીરજી આવ્યારે વીમલાચલકે મેદાન એ દેશી)

ભવિજન વંદોરે સહસ્ર કૂટ જગદીશ, પડિમા સુસોહેરે એક સહસ્ર ચઉવીશ, ભવિ૦ અતીત અનાગત ને વર્ત્તમાન, ત્રણ ચોવીશીનાં ભગવાન, એક એક ખેત્રે કરીયેં માન, બહુંતેર જાણોરે જિનવર ગુણ મણિ ખાણ, ભરત તે પાંચેરે એરવત પાંચ સુઠાણ, એકત્ર કીજેરે સાતસેં વીશ પ્રમાણ. ભવિ૦ ॥ ૧ ॥ પંચ વિદેહેં એકસો સાઠ, મલી ઉત્કૃષ્ટો ગણીયે પાઠ, પ્રતિમા પૂજો કરીને ઠાઠ, અદભૂત એવીરે, રચીયે ભક્તિ વિસ્તારં, બહુ નરનારીરે કરી પોતા ભવપાર, તેમ તુમે વંદોરે, લઇ દીક્ષ હર્ષ અપાર. ભવિ૦ ॥ ૨ ॥ ઇણ ભરતેં જિન ગુણ મણિ વાસ, વર્તમાન ચઉવીશી ખાસ, પંચ પંચ કલ્યાણક તાસ, ગણતાં થાયેરે એકસો ઉપર વીશ, પંચ વિદેહેરે વિચરે જિનવર વીશ, સાશ્વત ચારેરે અનાદિ અનંત જગીશ. ભવિ૦ ॥ ૩ ॥ સર્વ તણી પડિમા અભિરામ, થાપી જિનવર એકણ ઠામ, સહસ્ર

કૂટ જિન પ્રતિમા નામ, થઇ સવી સંખ્યારે એક સહસ્ત્ર ચઉ-વીશ, કરેનર દેવારે પૂજા સ્તવ નિશદીશ, દીપ દેવ બોલેરે પ્રહસમે વંદીયે ઇશ .ભવિ૦ ॥૪॥

## પાંસઠીયા યંત્રનું સ્તવન.

### રાગ પ્રભાતિ

આદીશ્વર અરનાથજી નમીસર જગત્રાતા, અજિતનાથ પારસ પ્રભુ, અક્ષય સુખનાં દાતા, ॥ ૧ ॥ સેવીયેં ભવિજન રંગસું, જે છે આત્મ વિલાશી, અષ્ટ કરમ મલ ટાળીને, થયા શિવસુખ વાસી, સેવી૦ ॥૨॥ નેમિનાથ શાંતિ પ્રભુ, સુવિધિ અનંતજીનેશ, અભિનંદન જગનાથજી, પામ્યા મુ-ગતિ નિવેશ, સેવી૦ ॥ ૩ ॥ મુનિસુવ્રત શ્રેયાંસજી, વિમલ વિમલ મતિ દાતા, ધરમ પદ્મ જિનરાજજી, થયા જગત વિખ્યાતા, સેવી૦ ॥ ૪ ॥ મલ્લિનાથ વાસુપૂજ્યને, કુંથુ શીત-લનાથ, શ્રી સુપાર્શ્વ અરિહંતજી, ઝાલ્યો શીવ વહુ હાથ, સેવી૦ ॥૫॥ જગદાનંદ સંભવ પ્રભુઃ ચંદ્ર પ્રભ ગુણખાણી, સુમતિનાથ શ્રી વીર જિન, પણવીશ સંઘ સુનાણી, સેવી૦ ॥ ૬ ॥ જિન નામે નિત્ય ધ્યાઇયેં, શ્રી પણસઠીઓ યંત્ર વિઘ્ન વિપદ દૂરે હરે, એ સમ નહિ કોઇ મંત્રઃ સેવી૦ ॥ ૭ ॥ પ્રહ ઉઠી જે સમરશે, થઈ નિત સુખ કામી, કુશલચંદ્ર ગુરૂ દીપથી, દેવ દરિશણ પામી. સેવી૦ ॥૮॥

## ત્રેસંઠ શલાકા પુરૂષ સ્તવન.

### રાગ પ્રભાતિ.

પરમ જગગુરૂ તણાં, ચરણ વંદી કરી, ગાઇશું ત્રેશઠ નર સલાકા, ઇણ પતિત કાલમાં, પ્રબલ પુન્યે કરી, જેમણે મેળવી જય પતાકા, ॥ ॥ નમો પદવી ધરા હાથ જોડી નરા, અમુલ્ય આ નરભવ સફલ કીજે, રૂષભ અજીત પ્રભુ નાથ સંભવ વિભુ, અભિનંદન સુમતિ જિનને નમીજે, નમો૦ ॥૨॥ પદ્મ સુપાર્શ્વને ચંદ્ર સુવિધિ મલી, શીતલ જિન નમો મુગતિ મેવા, શ્રેયાંસ જિન જગ ધણી, વાસુપૂજ ગુણ મણિ, વિમલ અનંતને ધરમ સેવો, નમો૦ ॥૩॥ શાંતિ જિન સોલમો નાથ કુંથ નમો, શ્રી અરનાથને શીર નમાવો, મલ્લિ મુનિસુવ્રતા નમિ નેમ અર્હંતા, પાસને વીર ચોવીશ ધ્યાવો, નમો૦ ॥૪॥ ભરત પહેલો ભણો, સગર બીજો ધણો, તૃતીય મઘવા થયો, ભૂપચક્રિ સનત ચોથો થયો, શાંતિ પંચમ કહયો કુંથુ અરનાથ જિનરાજ ચક્રી નમો ॥૫॥ સુભુમ ચક્રીસરો, આઠમો નરવરો, પદ્મ ચક્રેશ નવમો પ્રમાણું, દશમ હરિસેણ જય ચક્રી અગીઆરમો, બ્રહ્મદત્ત બારમો ઇશ જાણું, નમો૦ ॥૬॥ સનત મઘવા ગયા તૃતીય દેવલોકમાં, સુભૂમ બ્રહ્મદત્ત બે નરક છેલ્લી, આઠ મોક્ષે ગયા હેમ વરણા થયા, એહ બારે ગણો માન મેલી, નમો૦ ॥ ૭ ॥ પ્રથમ ત્રિપૃષ્ઠવલી દ્વિતીય દ્વિપૃષ્ઠને, સ્વયં પ્રભ તૃતીય કેશવ ભણીજે, તુરીય પુરૂષોત્તમ પુરૂષ સિંહ પંચમ પુરૂષ પુંડરીક છઠો ગણી જે, નમો૦ ॥૮॥

દત્ત તે સાતમો લક્ષ્મણ આઠમો, નવમ ત્રણ ખંડપતિ કૃષ્ણ નામી, પ્રથમ તે સાતમી, પાંચ છઠી ગયા, એહ ક્રમથી નવે નરક ગામા, નમો૦ ॥૯॥ કેશવો શ્યામ સૌ શ્વેત રામો થયા, તેહ કહીશું હવે હરખ આણી, અચલ પહિલો રમે વિજય બીજો ગમે, ભદ્ર ત્રીજો તુરીય સુપ્રભ જાણી, નમો ॥ ૧૦ ॥ સુદર્શન પાંચમો ષષ્ઠ આનંદન, શુભ મતિ સત રામ આઠમો એ, નવમ બલભદ્ર જે બ્રહ્મલોકે ગયો, આઠ સિદ્ધિ વર્યા તે નમોએ નમો૦ ॥૧૧॥ અશ્વગ્રીવ આદિને દ્વિતીય તારક કહયો, તૃતીય મેરૂક તુરીય બલી ભણોએ, પંચમ મધુ શ્રુણો નિશુંભ છઠો ગણો, પ્રલ્હાદ સત અષ્ટમ રાવણોએ. નમો૦ ॥૧૨॥ નવમ મગધેસરો જરા સંઘ નૃપ વરો નવ પ્રતિ કેશવા નરકગામી, શાંતિને કુંથુઅર ચક્રીને જિનવરા, એક ભવમાંહિ દો પદવી પામી. નમો૦ ॥૧૩॥ આદિ કેશવ અને ચરમ જિનવર હુઆ વીરનાં દોય ભવ ચિત્ત ધરીજે, દેહ તો સાકન જીવ ગુણસહ થયા, એ સવી પદવાધર ઉચ્ચરીજે, નમો૦ ॥ ૧૪ ॥ કેશવ રામનાં બાપ એકજ કહ્યા, બાર કરી બાદ બાવન ભણીજે, અગસઠ માત સવી વરની દોય કહી, જીવ ઉત્તમ સૌ એહ ગણીજે, નમો૦ ॥ ૧૫ ॥ નાગપુરિ નભ રવિ કુશલચંદ્ર ગણિ વરા, ભવિકનાં ભવ તણા કષ્ટ કાપો, પ્રવર્ત્તક પદ ધરા દીપ ચંદ્ર મુનિવરા, દેવને અનૂપ આનંદ આપો. નમો૦ ॥૧૬ ॥

## શ્રી મહાવીર સ્વામિ પંચકલ્યાણક સ્તવન

શ્રી જિન ગુરૂપદ પંકજે, નમન કરૂં સુખકાર, જસ આ લંબનથી મળે, સાસ્વત સુખ મનોહાર ॥૧॥ સરસ્વતી માય સ્મરણ કરી, માગુ વચન વિકાશ, અંતરમાં આવી કરી, પૂરે મનની આશ ॥૨॥ શાસન પતિ શ્રી વીરનાં, ગાશું પચ કલ્યાણ, વલી સતાવીશ ભવ સુણી, ભાવો ભવિક સુજાણ ॥૩॥ થુણતાં શ્રી જીનવર ગુણો, થાય લીલ વિલાશ, સમકિત અતિ નિરમલ હુવે, પ્રગટે આત્મ પ્રકાશ ॥૪॥

॥ ઢાળ પહેલી ॥

પ્રભુ પારસનાથ સિધાવ્યા—એ દેશી

પહેલે ભવ એક ગામનો રાય, નયસાર નામે વખણાય॥ ગયો કાષ્ટ લેવા વનમાંય, થયો ભોજન અવસર ત્યાંય ॥ ધરો સમકિત ભાવ ઉમંગે, જેમ શિવ સુખ પામો રંગે॥૧॥ કોઈ તપસીને દાન દઇને, કરૂં ભોજન શાંત થઇને॥ એમ ચિંતવતાં મુનિ આવે, પ્રાસુક ભક્ત દઇ મન ભાવે, ॥ધરો- ॥૨॥ ધન્ય સફલ થયો દીન આજ, મુજ સિદ્ધા વંછીત કાજ॥ પૂછે તે મુનિવરને તાંમ, કેમ એકલડા તુમે સ્વામ ધરો૦॥૩॥ મુનિ કહે અમે સાથ વિયોગે, અહિં આવી ચડયા સંજોગે ॥ નયસાર વદે અમ સાથ, ચાલો ભેલા કરૂં તુમ સાથ, ॥ધરો૦॥૪॥ મુનિને એમ માર્ગ બતાવે, વલી

ચરણે શીષ નમાવે॥ તવ મુનિવર બોધ સુણાવે, નવ-
સારતે સમકિત પાવે ॥ધરે૦॥૫॥ નવકારનું ધ્યાન ધરીને,
શુભ પુન્યની પોઠ ભરીને॥ આયુપૂર્ણ કરી થયો દેવ, પ
સ્વર્ગે તે તતખેવ ॥ધરે૦॥૬॥ પલ્યોપમ આય સુખ વે,
ભવ બીજે તેહ અખેદ॥ ભવ ત્રીજે મરીચ થાય, ચક્રિ ર-
તનો પુત્ર કહાય ॥ધરે૦॥૭॥ દિક્ષા લઈ આદિનાથની પાસે,
થયો તાપસ કર્મ અભ્યાસે॥ ધરે છત્ર ત્રીદં ।નો વેશ શિર
મુંડન ચોટી વિશેષ ॥ધરે૦॥૮॥ રાખે કનક જનોઈ ખાસ,
ભાખે મુનિ મારગ સૌ પાસ ॥ તવ ભરત પૂછે આદિનાથ,
અહિં જીવ છે કો જિન નાથ ॥ધરે૦॥૯॥ પ્રભુ મરીચિનું
નામ બતાવે, પામી હર્ષ તે વાંદવા આવે॥ કહે ભરત મ-
રિચિને તાંમ, જિન ચરમ થશો વીર નામ ॥ધ૦॥૧૦ મરીચ
કુળનો મદ કરતો, તિહાં નાચે ગર્વને ધરતો॥ નિચ ગોત્રનું
કરમ ઉપાવે, એક કપીલને શીષ્ય બનાવે॥ ધરે૦॥૧૧॥
ઉત્સૂત્ર વચન તવ ભાખે, બહુ ભવમાં જીવને નાંખે॥ આ-
યુપાલી પંચમ દેવ લોકે, દશ સાગર આયુ વિલોકે, ।ધરે૦
॥૧૨॥ ભવ પાંચમે બ્રાહ્મણ થાવે, ત્યાં ત્રિદંડીનો વેશ ધરાવે॥
વચમાં બહુલા ભવ ભમતો, સંસારના સંકટ ખમતો
॥ધરે૦॥૧૩॥ ભવ છઠ્ઠે વિપ્ર કહાવે, સાતમે આદિ સ્વર્ગે
જાવે॥ ભવ આઠમે ચૈત્ય નિવેશે, અગ્નિ ઘાત બ્રાહ્મણના
વેશે॥ ધરે૦॥૧૪॥ નવમે સુર :સ્વર્ગ દંશાન, દશમે મંદીર

પુર સ્થાન ॥ દ્વિજ અગ્નિ ભૂતિનાં નામે. વેશ ત્રિદંડીકનો તે પામે ॥ધરે૦ ॥ ૧૫ ॥ ત્યાંથી ત્રીજે સ્વર્ગે તે જાય, એ અગીયારમો ભવ કહેવાય॥ ભવ બારમે તાપસ થાય, ભારદ્વિજ નામે ઓળખાય ॥ ધરે૦ ૧૬ ॥ ભવ તેરમે ચોથે સ્વર્ગે, ઘણો કાલ ભમી ભવ વર્ગે ॥ થાવર વીપ્ર ત્રિદંડી થાય, ભવ ચઉદમે રાજગૃહમાંય ॥ ધરે૦ ॥૧૭॥ ત્યાંથી પંચમ સ્વર્ગે જાય, પામી દિવ્ય સુખો હરખાય॥ સોલમે ભવરાજકુમાર, વિશ્વભૂતિ નામે તે સાર ॥ધરે૦ ૧૮॥ સંભૂતિ મુનિ પાસે દિક્ષા, લીધી દોય પ્રકારે શિક્ષા ॥ કરે દુસ્તપ વરસ હજાર, થઇ ભાવથી તે અણગાર ॥ ધરે૦ ૧૯॥ માસ ખમણે મથુરા આવે, પારણે ગોચરીયે જાવે॥ હણ્યા ગાયે મુનિ તવ પાડ્યા, હસ્યા વિશાખનંદિપ તરાયા, ॥ધરે૦॥ ૦ ધરી શૃંગ ને ગાય ઉછાલે, ગગને પડતી પુણ ઝાલે, મુજ તપ બળજો હોએ પૂરો, થાઉં મહાબળ હું બહુ શુરો ॥ધરે૦ ૨૧॥ કરી એમ નિયાણું તે વાર, આદરે અણસણ મનોહાર॥ સત્તરમે થયો તે તતખેવ, આયુ સત્તર સાગર દેવ ॥ધરે૦ ૨૨॥ અઢારમે પોતનપુર રાય. પ્રજાપતિ નામે વખણાય ॥ તસરાણી મૃગાવતી સાર, સાત સુપને સૂચિત અવતાર ॥ધરે૦ ૨૩॥ સુતનામે ત્રિપૃષ્ઠ કહાય, વાસુદેવની પદવી પાય ॥ તિહાં પાપ કરી બહુ જાવે, સતમ નરકે વેદના પાવે ॥ધરે૦॥૨૪॥ વીશમે સીંહનો અવતાર, ત્યાંથી ચોથી

નરક મઝાર।। આંતરે લઘુ બહુ ભવ કરતો, ભીષણ આ સંસારમાં ફરતો ।।ધરે૦ ૨૫।।

ઢાળ બીજી

કરપી ભૂંડો સંસારમાંરે–એ દેશી.

વેશ લઇ ભાત ભાતનારે કરમ વશે ભવિ જીવ ।। નટની પરે તે નાટક કરેરે, સુખદુઃખ વેદે અતીવ ।। વેશ૦ ।। ૧ ।। બાવીસમે ભવે શુભ મતિરે, પામ્યો નર અવતાર ।। સરલ સ્વભાવને ધારતોરે, સાધે પુ ય પ્રકાર ।।વેશ૦ ।।૨।। ત્રેવીશમે તે મુકાપુરીરે, તાત ધનંજયરાય ।। ધારણી માતથી ઉપનારે ચક્રિ પ્રીય મિત્ર થાય ।।વેશ૦ ।।૩।। સાધી છ ખંડને ચક્રથીરે વિલશે ભોગ રસાલ ।। ગુરૂ ઉપદેશ તે સાંભલીરે, માને ભવ િકરાલ ।। વેશ૦ ।।૪।। પોટીલ સૂરિ પાસે વ્રત લીયેરે, સાધે કિરિયા અભંગ ।। કોટી વરસ વ્રત પાલતોરે, આણી અંતર રંગ ।। વેશ૦ ।।૫।। ચોવીસમે ભવે ઉપજેરે, સત્તમ સ્વર્ગ મઝાર ।। વરતે વિવિધ વિલાશથીરે, પામી રિદ્ધિ અપાર ।। વેશ૦ ।।૬।। પચીશમે ભવે તે હવેરે, છત્રિકા નયરીનો રાય ।। જિત શત્રુ ભદ્રા રાણી ભલીરે, નામે નંદન સુત થાય ।। વેશ૦ ।।૭।। દિક્ષા લીયે શુભ ભાવથીરે, પાલે અધિક ઉલ્લાશ ।। વીશ સ્થાનકને આરાધતાંરે, સાધ્યું જિનપદ ખાસ ।।વેશ૦ ।।૮।। કરે નિકાચિત તેહનેરે, તપ તપી વિવિધ પ્રકાર ।। લાખ અગીયાર એંશી સહસનેરે, છસેં વરસ વિચાર।। વેશ૦ ।।૯।।

પીસ્તાલીશ દિન ઉપરરે, માસ ખમણ એ પ્રમાણ ॥ લાખ વરસ વ્રત પાલતાંરે, સંચે પુણ્ય સુજાણ ॥ વેશ૦ ॥ ૧૦ ॥ વરસ પચીશ લાખ આઊખુંરે, ભોગવી તે સુખકાર ॥ છવીશમે ભવે દેવતારે, પ્રાણતકલ્પ મુઝાર ॥ વેશ૦ ॥ ૧૧ ॥ વીશ સાગર સુખ ભોગવેરે, અંતરભાવ વિરત્ત ॥ સમકિત દ્રષ્ટિ જે દેવતારે, સુખમાં થાય ન આસક્ત ॥ વેશ૦ ॥ ૧૨ ॥ મોટા ભવ સવિ એ કહ્યારે, વચમાં નાના બહુ કીધ ॥ ગણના તેની નવિ થઇ શકેરે, જ્ઞાનીનાં વચન પ્રસિદ્ધ ॥ વેશ૦ ॥ ૧૩ ॥ વીરનો ભવ હવે વર્ણવું રે, જે શિવસુખનો નિદાન ॥ સાં-ભલો ભવિ સૌભાવથીરે, રાખી મન સાવધાન ॥વેશ૦ ॥૧૪॥ ચવી પ્રાણત દેવલોકથીરે, ઉત્તરા ફાલ્ગુની યોગ ॥ ઉજ્જલી છઠ આશાઢનીરે, દૂર કર્યા દિવ્ય ભોગ ॥ વેશ૦ ॥ ૧૫ ॥ જંબુદ્વીપનાં ભરતમાંરે, માહાણકુંડ જે ગ્રામ ॥ રૂષભદત્ત દ્વિજ રાજનીરે, નારી દેવાનંદા નામ ॥ વેશ૦ ॥૧૬॥ તાસ કુક્ષે આવી ઉપનારે, રચણી સમે જામ ॥ ચઉદ સુપન તવ નિરખીનેરે, નારી કહે નિજ સામ ॥ વેશ૦ ॥ ૧૭ ॥ ભોગ અરથ સુખ સંપદારે, પામશો પુત્ર રતન્ન ॥ કંથ મુખે એમ સાંભલીરે, થઇ અતિ હરખીત મન્ન ॥ વેશ૦ ॥ ૧૮ ॥ ઇણ સમયે અવધે જુએરે, ઇંદ્ર શ્રી જિન અવતાર ॥ સત્તઠ પ-ગલા સામે જઇરે, વંદે હરખ અપાર ॥ વેશ૦ ॥૧૯॥ શક્રસ્તવ વિધિ સાચવીરે, બેઠો સિંહાસન જામ ॥ શક્ર વિમાસણમાં

પડીરે, કીધો નિશ્ચય મન તાંમ ॥વેશ૦ ॥ ૨૦ ॥ જિનચક્રિ હરિ રામજીરે, વિપ્ર કુલેન આવંત ॥ આવ્યા નહિ નવિ આ-વશેરે, રાજકુળે એ જાવંત ॥ વેશ૦ ॥૨૧॥ ચરમ જિનેશ્વર આવિયારે, એ આશ્ચર્ય ગણાય॥ કાલ અનંત એમ વિતતાંરે, દશ અછેરા થાય ॥ વશ૦ ॥૨૨॥ ઇણ અવસર્પિણીમાં થ-યારે, સાંભલો તે સાવધાન ॥ મૂલરૂપે સૂર્ય ચંદલોરે, વદે આવી ભગવાન ॥ વેશ૦ ॥ ૨૩ ॥ ગર્ભ હરણ ઉપસર્ગનેરે દેશના નિષ્ફલ થાય ॥ ચમર પતિ સૌધર્મે ગયોરે, વીરની વારે એ થાય ॥ વેશ૦ ॥ ૨૪॥ કૃષ્ણ અમરકંકાએં ગયારે, સ્ત્રી જિન મલ્લિ કહાય॥ એકસો આઠ સાથે સીજતાંરે, રૂષ-ભની વારે ગણાય ॥ વેશ૦ ॥૨૫॥ સુવિધિનાથની વારમાંરે, અસંયત પૂજાય ॥ શીતલ નાથના અવસરેરે, હરિ વંશ ઉ-તપન્ન થાય ॥વેશ૦ ॥૨૬॥ કારણ ચિંતવે સુરપતિરે, આણી અંતર ઉપયોગ ॥ નીચ કુલે પ્રભુ આવિયારે, ફેરવું એ સં-જોગ ॥ વેશ૦ ॥૨૭॥

ઢાળ ત્રીજી

એક દિન પુંડરીક ગણધરૂંરે લાલ એ દેશી.

ચરિત્ર સુણો શ્રી વીરનુંરે લાલ, શીવફલ સુરતરૂ કંદ મનોહારીરે, મરીચિભવે કુળ મદ કરીરે લાલ, બાંધ્યું કર્મ અમંદ દુઃખકારીરે, ચરિત્ર સુણો શ્રી વીરનુંરે લાલ ॥ ૧ ॥ ક્ષુદ્ર માહાણ કુળે અવતર્યારે લાલ, કરમ વિપાકે જિણંદ

હીતકારીરે, અહો અઘટીત એ તો બન્યુંરે લાલ, સુકુલે ધરૂં જિનચંદ સુખકારીરે ॥ ચરિત્ર૦ ॥ ૨ ॥ એમ વિમાસીને સુરપતિરે લાલ, હરિણ ગમેસી દેવ મનોહારીરે, તેડાવીઆજ્ઞા કરેરે લાલ, કામ કરો તતખેવ દીલ ધારીરે ॥ ચરિત્ર૦ ॥૩॥ માહાણ કુંડે દેવાનંદારે લાલ, તસ કુખે ચરમ જિનેશ હીત કારીરે, ત્યાંથી પ્રભુને સંહરોરે લાલ, થાય ન બાધા લેશ ભયકારીરે ॥ ચરિત્ર૦ ॥૪॥ ક્ષત્રીય કુંડનો રાજિઓરે લાલ, સિદ્ધારથ શુભ નામ મનોહારીરે, ત્રિસલા રાણી રૂપે ભલીરે લાલ, તસ ઉરસર અભિરામ સુખકારીરે ॥ ચરિત્ર૦ ॥ ૫ ॥ સંક્રમાવો જિનને ત્યાંરે લાલ, એ આપણ આચાર મનોહારીરે, ત્રિસલાનો જે ગર્ભ છે રે લાલ, દેવાનંદ ઉરધાર ભયવારીરે ॥ ચરિત્ર૦ ॥૬॥ બ્યાસી રાતને અંતરેરે લાલ, સંહર્યા પ્રભુને તામ. મુદ ધારીરે, ચઉદ સુપન ત્રિસલા જુએરે લાલ, સુતી શયનારામ, મનોહારીરે ॥ ચરિત્ર૦ ॥૭॥ ગજ વૃષભ સીંહ કેશરીરે લાલ. લક્ષમી ફુલની માલ અતિસારીરે, ચંદ્ર સૂરજ ધ્વજ કુંભનેરે લાલ, પદમસર સુવિશાલ મનોહારીરે ॥ ચરિત્ર૦ ॥૮॥ સાગર દેવ વિમાનનેરે લાલ, તેરમે રત્નનીરાશ અતિસારીરે, અગ્નિ નિર્ધૂમ તે ચઉદમેરે લાલ, પેખી પ્રમોદ વિકાશ સુખકારીરે ॥ ચરિત્ર૦ ॥ ૯ ॥ પરભાતે પીયુને કહેરે લાલ, શુભ સુપનાની વાત દીલધારીરે, સુપન પાઠક તેડી નૃપ વદેરે લાલ, સવી સુપના અવદાત હીતકારીરે ॥ ચરિત્ર૦

॥૧૦॥ અર્થ સુણી કહે રાણીનેરે લાલ, સિદ્ધારથ ને વાર મુદ ધારીરે, રાજ અરથ સુત પામશોરે લાલ, સુખ સંપત શ્રીકાર મનોહારીરે ॥ ચરિત્ર૦ ॥ ૧૧ ॥ ત્રિશલા તત્ર હરખી બહુરે લાલ, સાંભલી સ્વપ્ન વિચાર સુખકારીરે, ગરભ પોષણ કરે રંગથીરે લાલ, તજી પ્રતિકુલ સંચાર મન વારીરે ॥ ચરિત્ર૦ ॥૧૨॥ સંચરતાં મુજ માતનેરે લાલ, થાશે કષ્ટ વિશેષ દુઃખ કારીરે, એમ ચિંતવીને થીર રહ્યારે લાલ, ગર્ભમાં ચરમ જિનેશ હીતકારીરે॥ ચરિત્ર૦ ॥૧૩॥ તવ ત્રિશલા દીલ દુખ ધરેરે લાલ, ચિંતવે હૃદય મઝાર મતિ ધારીરે, પાપ મેં ઘોર કીધાં હશેરે લાલ, આવ્યા ઉદય આ વાર દુઃખકારીરે ॥ ચરિત્ર૦ ॥ ૧૪ ॥ દૈવ અટારો દેખી નવિ શકયોરે લાલ, ગરભ હર્યો મુજ સાર સુખકારીરે, કેમ પામું હવે તેહનેરે લાલ, કયાં કરૂં જઇને પોકાર દુઃખકારીરે ॥ ચરિત્ર૦ ॥૧૫॥ રાંકને કર ચિંતામણીરે લાલ, કેમ ટકે બહુવાર મનોહારીરે, અવધેં પ્રભુ તવ ચિંતવેરે લાલ, જાણી ખેદ અપાર દુઃખકારીરે ॥ ચરિત્ર૦ ॥૧૬॥ અણદીઠે મુજ ઉપરેરે લાલ, પ્રેમ ધરે અતિ માત હીતકારીરે, પ્રત્યક્ષ નજરે જોયતાંરે લાલ, શું કહું હેતની વાત દીલધારીરે ॥ ચરિત્ર૦ ॥૧૭॥ મોહ ભ્રમે જગ ઝુલતોઇ લાલ, જાણી શ્રી જિનરાજ સુખકારીરે, લીધો અભિગ્રહ અંતરેરે લાલ, ભક્તિ બતાવવા કાજ મનોહારીરે ॥ ચરિત્ર૦ ॥૧૮॥ માત પિતાનાં જીવતાંરે લાલ, ધરશું ન સંજમ ભાર શીવકારીરે, એમ વિચારી હલાવિયુંરે લાલ, ગર્ભમાં અંગ

તે વાર મનોહારીરે ॥ ચરિત્ર૦ ॥૧૯॥ ઉપજ્યો હરખ અતિ ઘણોરે લાલ, માતને મનમાંય દુખ વારીરે, કહે સહિયર અમ ભાગ્યનીરે લાલ, અવધિ આજ ન થાય હીતકારીરે॥ચરિત્ર૦ ॥૨૦॥ ઉદરેં કુશલપણે સહીરે લાલ, ગર્ભ હાલ્યો અમ આજ સુખકારીરે, ચિંતા સવી દૂરે ગઇરે લાલ, સિદ્ધા વંછીત કાજ મનોહારીરે ॥ ચરિત્ર૦ ॥ ૨૧ ॥ સુખભર ગર્ભ સંભાલતાંરે લાલ, હુઆ પૂરણ નવ માસ મનોહારીરે. રયણી સાડી સાત ઉપરેરે લાલ, માતા મન ઉલ્લાશ સુખ કારીરે ॥ચરિત્ર૦ ॥૨૨॥ ચૈત્ર શુદિ તેરશ દિનેરે લાલ, ઉત્તરા નક્ષત્ર મઝાર મનોહારીરે, જનમ્યા શ્રી જિનવરજીરે લાલ, થયો પ્રમોદ પ્રસાર તમવારીરે, ચરિત્ર૦ ॥૨૩॥ નરકે તે સમયે થયુંરે લાલ, અજવાલું ક્ષણ બાર સુખકારીરે, વસુધા સવી વિકસિત હુવેરે લાલ, જગમાં જય જયકાર હીતકારીરે ॥ ચરિત્ર૦ ॥ ૨૪ ॥ જગ ઉદ્યોત થયા સહીરે લાલ, સુખિયા સરવે જીવ મુદધારીરે, સુર સોવન વૃષ્ટિ કરેરે લાલ, નરપતિ ભવન અતીવ મનોહારીરે ॥ ચરિત્ર૦ ॥ ૨૫ ॥

## ઢાળ ચોથી

(કપૂર હુવે અતિ ઉજલોરે એ દેશી)

જનમ સમય તવ વીરનોરે, જાણી અવધેં સાર॥ છપન્ન દિગકુમરી મલીરે, ધરિ મન હર્ષ અપાર ભવિકજન ભાવે ભજો ભગવંત, જેમ પામો ભવજલ અંત ॥ભવિક૦ ભાવે॥૧॥

જનમ મહોત્સવ કારણેરે, ગાવે ગીત રસાલ ॥ ઠુમ ઠુમ નાચે રંગથીરે, દેતી કરતલ તાલ ભવિ૦ ભાવે ॥૨॥ કેઈ સંવરતક વાયુનેરે, ચાલવે યોજન ધામ ॥ અશુચિ નિવારી ગંધોદકેરે પાથરે પૂષ્પને તામ ॥ભવિ૦ ભાવે ॥૩॥ કેઇ દર્પણ પંખા ધરેરે, ચામર અતિ મનોહાર ॥ કલશા દીપક જગમગેરે, નાટક વિવિધ પ્રકાર ॥ ભવિ૦ ભાવે ॥૪ ॥ રચી કદલી ગૃહ ત્રિક ભલારે, મર્દન સ્નાન વિધાન॥ સાચવી જિન જિન માતનેરે, વંદે ધરી બહુ માન ॥ભવિ૦ ભાવે॥૫॥ ઇણ અવસર સુરપતિ તણુંરે, ચલિત સિંહાસન થાય ॥ અવધેં જાણી જિન જન્મ નેરે, ઇંદ્રને હરખ ન માય ॥ ભવિ૦ ભાવે ॥૬॥ ઘંટા સુઘોષ વજડાવીનેરે, દે સુરગણને આદેશ ॥ જિન જન્મોત્સવ કારણેરે, ચાલો સાથ સુરેશ ॥ ભવિ૦ ભાવે ॥૭॥ વિવિધ વાહન લઇ હર્ષથીરે, દેવ મલ્યા તે વાર ॥ પાલક નામ વિમાનથીરે, સચિપતિ સહ પરિવાર ॥ ભવિ૦ ભાવે ॥ ૮ ॥ પર્વના દિન હોએ સાંકડારે, કરી મન એમ વિચાર ॥ સોહમપતિ તવ આવિયોરે, ક્ષત્રીય કુંડ મુઝાર ॥ ભવિ૦ ભાવે ॥ ૯ ॥ વંદન કરી જિન જનનીનેરે, બોલે વચન મહંત ॥ પૂર્વ દિશા જેમ સૂર્યનેરે, માત જાયો ભગવંત ॥ભવિ૦ ભાવે૦ ૧૦॥ નિદ્રા દઇ અવ સ્વાપિનીરે, ધરી જિન બિંબતે પાસ ॥ પાંચરૂપે પ્રભુને ગ્રહિરે, આવ્યો સુરગિરિ ખાસ, ॥ ભવિ૦ ભાવે૦ ૧૧॥ ચોસઠ ઇંદ્ર તિહાં મલેરે, કોટી સુરાસુર સાથ ॥ નિર-

ખીને સૌ હરખિયારે, શક્ર બોલે જિનનાથ ॥ ભવિ૦ ભાવે૦ ૧૨ ॥ નિરમલનીરે પૂરિયારે, સાઠ લાખને કોટી એક ॥ કલશા મનહર દીપતારે, તેમાં ભાત અનેક ॥ ભવિ૦ ભાવે૦ ૧૩॥ ઇંદ્રને તવ શંકા થઇરે, એ નાનકડો બાલ ॥ સ્હેસે કેમ જલધારનેરે, જિનજી અતિ સુકુમાલ ॥ ભવિ૦ ભાવે૦ ૧૪ ॥ શંસય ઝટ દૂરે કરીરે, ઇંદ્ર નમાવે શીશ ॥ અતુલી બલ અરિહંતજીરે, ખામે શ્રી જગદીશ. ॥ ભવિ૦ ભાવે૦ ૧૫ ॥ ચાર વૃષભરૂપ ધારીનેરે, નવરાવે જિનરાય ॥ વિવિધ વિલેપન ચરચીનેરે, સવી પ્રણમે પ્રભુ પાય, ॥ભવિ૦ ભાવે૦ ૧૬॥ અમૃત અંગુઠે ઠવીરે, માતા પાસ ધરંત ॥ દેવ જઇ નંદીશ્વરેરે, ભક્તિ અધિક કરંત ॥ભવિ૦ ભાવે૦ ૧૭॥ સિદ્ધારથ તવ નગરમાંરે, ઓછવ વિવિધ રચાય ॥ નાટક નવીન પ્રકારનારે, દાણતમામ છંદાય ॥ ભવિ૦ ભાવે૦ ૧૮ ॥ બારમે દિન સંતોષિયારે, સર્વ સ્વજન બહુ માન ॥ અન્થ ધરી નિજ અંતેરેરે, નામ દીધું વર્ધમાન, ॥ ભવિ૦ ભાવે૦ ૧૯॥ વધતા ક્રમે આઠ વરસનારે, થયા શ્રી જિનવર જામ ॥ સરખા સોબતિયા મલીરે, ચાલ્યા રમવા તાંમ॥ ભવિ૦ ભાવે૦ ૨૦॥ ઇંદ્ર મુખે શ્લાગા સુણીરે, એક મિથ્યાત્વી દેવ ॥ વીંટાણો ફણીંદ્ર થઇનેરે, વૃક્ષેં તે તતખેવ, ॥ભવિ ભાવે૦ ૨૧॥ હાથે ઝાલી દૂર નાંખીયોરે, પ્રભુજીયેં તે વાર॥ રૂપ કીધું તાડ જેવડું રે, દીધો મુષ્ઠિ પ્રહાર, ॥ ભવિ૦ ભાવે૦ ૨૨ ॥ પ્રગટ થઇ તવ દેવતારે, ખમી નમાવે શીર, ઇંદ્ર પ્રશંસા જેહ વારે,

પ્રભુ તુમ વીરને ધીર, ।।ભવિ૦ ભાવે૦ ૨૩।। દેવ તદા મહા-
વીરજીરે, આપે અનુપમ નામ ।। માતપિતા બાલક ગણીરે,
મુકે નિશાળે સ્વામ, ।।ભવિ૦ ભાવે૦ ૨૪ ।। ઈંદ્ર આવી કરે,
પ્રશ્નનેરે, પ્રભુ કહે અર્થ વિચાર।। પંડિત તવ વિસ્મય ધરેરે,
બાળ એ જ્ઞાન ભંડાર, ।। ભવિ૦ ભાવે૦ ૨૫ ।। યોવન વય
પ્રભુ પામતાંરે, પરણે જશોદા નાર, ભોગાવલિ નીજ કર્મનેરે,
સમજી કરે સ્વીકાર, ।।ભવિ૦ ભાવે૦ ૨૬।। સંસારિક સુખ
ભોગવેરે, જાણી કર્મ પ્રભાવ।। અંતરથી અલગા રહેરે, ભવ-
જળ તારણ નાવ, ।।ભવિ૦ ભાવે૦ ।।૨૭।।

### ઢાળ પાંચમી

અપૂર્વ અવસર એવો કયારે આવશે ।।એ દેશી।।

સેવો શાસન નાયક વીર જિણંદને, જેથી ભવનાં પા-
વક દૂર પલાયજો ।। અંતકરણ આદર્શ અતિ નિરમલ હુવે,
સમકિત રત્ન ચિંતામણી તરત્ત પમાયજો ।। સેવો૦ ૧ ।।
એમ અઠયાવીશ વરસો વિત્યા તે સમે, માતપિતા જિનવ-
રનાં સ્વર્ગે જાયજો, તવ શિવ પંથ સંચરવા સંજમ ભાવના,
અનુમતી લેતા નંદી વર્ધન ભાયજો ।। સેવો૦ ૨ ।। માત
પિતાનો વિરહ અંતરમાં ઉછળે, તેમાં તુમ વિરહાનલ જાગે
સાથજો. વ્રણપર ખાર સમાન બને દુખકર મને, ગદ્ગદ
બોલે ભ્રાત કહે જગનાથજો ।। સેવો૦ ૩।। વરસ અધિક બે
ઘર વાસે પ્રભુજી રહ્યા, સંજમી સમધારી સરવે આચારજો,

અવસર જાણી લોકાંતિક સુર આવીને, કરજોડી વિનવે તે જગદાધારજો ॥સેવો૦ ૪॥ નાથ તમે સંજમ અવસર જાણો સહી, અમ આચાર તથાપિ એ વિખ્યાતજો, શાસન વરતાવો સંજમ શ્રી આદરી, પામે જેથી ભવિક બોધ ભલી ભાતજો ॥ સેવો૦ ૫॥ લોકાંતિક સુરની એ વિનતી સાંભલી, પ્રારંભે પ્રભુ વાર્ષિક દાન અમદજો ॥ એક કોટી આઠ લાખસો નિયા આપતા, નિત્ય પ્રભાતે આવે જનનાં વૃંદજો ॥ સેવો૦ ૬॥ ભ્રાતાની અનુમતિ લઇ સંજમ આદરે, માગસર વદ દશમીને ઉત્તરા યોગજો, સુર સુરપતિ સૌ આવ્યા અતિ ઉછરંગથી, મંગલ મહોત્સવ કરતા વિવિધ પ્રયોગજો ॥ સેવો૦ ૭॥ સંજમ ધરતા ચઉ નાણી જિનજી થયા, વંદીને સૌ ચાલ્યા નિજ નિજ સ્થાનજો, અભિગ્રહ ધારી એકાકી વિચરે પ્રભુ, અંતર ન ગણે માન અને અપમાનજો ॥સેવો૦ ૮॥ એક વરસ દેવ દૂષ્ય વસ્ત્રને ધારતા, દીધું પછી તે બંભણને કરી ખંડજો, નિરજન સ્થાને કાઉસગ મુદ્રા સાધતા, સમતાયેં સ્હેતા ઉપસર્ગ પ્રચંડજો ॥ સેવો૦ ૯॥ શૂલપાણિને સંગમ દેવ તણા વલી, ગોશાલાના ઘોર પરિસહ જાણજો, ખીર રાંધી પગ ઉપર દુષ્ટ ગોવાલિયેં, કાને ખીલા ખોસ્યા તેહ અજાણજો ॥ સેવો૦ ૧૦॥ ચંડ કોશિક અંગુઠે દંશે રોષથી, ઉદ્ધરે તે સંભલાવીને બોધ વચનજો ॥ અડદનાં બાકલા ચંદન બાળાના લઇ, ભવથી પાર ઉતારી ધારી મ-

ન્નજો ॥ સેવો, ૧૧॥ પ્રભુજી બાર વરસ છદ્મસ્થપણે રહ્યા, સુખદુખ સમયેં ધારી સમતા ભાવજો, દુષ્કર તપ તપતાસ રવે વિણ પાણિયેં, તન બળ ન ઘટે એ જિન પરમ પ્રભાવજો ॥ સેવો० ૧૨॥ છમાસી બે નવ ચોમાસી જાણવી, અઢી માસ ત્રીમાસી બે બે ધારજો, દોઢ માસી બે બે માસી ખટ ભાવિયેં, બહોંતેર પખ્ખને માસ ખમણ તે બારજો ॥ સેવો० ૧૩ ॥ બાર અઠ્ઠમ છઠ્ઠ બસેં ઓગણત્રીશ પારણા, ત્રણશેં ઓગણ પચ્ચાશ કર્યાં જિનરાયજો ॥ શુકલ ધ્યાનની શ્રેણિ પર તવ આવતા, વૈશાખ સુદ દશમી ઉત્તરા યોગ કહાયજો॥ સેવો० ૧૪ ॥ શાલી વૃક્ષ તલે ઘન ઘાતીચારને, ક્ષીણ કરી પામ્યા પ્રભુ કેવલ નાંણજો, લોકાલોક પ્રકાશક ત્રણ કાલનાં ભાવ સુજ્ઞાતા ઉત્પત્તિ સ્થિતિને હાણજો, સેવો० ૧૫॥ ઈંદ્ર સુરાસુર સાથ બધા આવી કરી, રંગે કરતા કેવલ મહોત્સવ સારજો ॥ સમવસરણ મનોહાર રચે આનંદથી, જિન ઘન વરસે દેશના અમૃત ધારજો ॥ સેવો० ૧૬॥ ઈંદ્ર ભૂતિ દ્વિજ યગ્નારંભે રાચતો, અભિમાની થઇ આવે જિનની પાસજો ॥ શંકા શલ્ય વિદારીને ત્રિપદી કહી, ગણધર પદ થાપે જિનવર તાસજો ॥ સેવો० ૧૭॥ એમ ગણધર અગીયાર પ્રબોધ્યા તે સમે, દિક્ષા લીધી સાથે બહુ પરિવારજો ॥ ધર્મ દેશના અદ્ભૂત સંભલાવી પ્રભુ, સંઘ ચતુર્વિધ થાપે શુભ પરિવારજો॥ સેવો० ૧૮॥ ચઉદ સહસ સાધુ સંજમથી શોભતા, ચંદના-

દિક સાધ્વી છત્રીશ હજારજો, એક લખ ઓગણસાઠ સહસ શ્રાવક ભલા, શ્રાવિકા તીન લખ ઉપર સહસ અઢારજો ॥ સેવો૦ ૧૯॥ ચૌદ પૂર્વધર ત્રણસેં સાધુ વખાણિયેં, એક સહસ શત તીન અવધિના જાણજો ॥ સાતસેં કેવલ નાણી મુનિ વર દીપતા, લબ્ધીધારક સત્ત શત સાધુ પ્રમાણજો ॥ સેવો૦ ૨૦॥ ચઉનાણી શત પંચ વિપુલમતિ જાણવા, ચઉશતવાદી ગાજે પ્રભુને પાસજો ॥ સાતસેં સાધુ કર્મ ખપાવી સિદ્ધ થયા. સાધ્વી એક સહસ શત ચઉ શિવ વાસજો સેવો૦ ૨૧॥ કનક કમલપર પદ પંકજ ધરો વિચરતા, ચઉતીશ અતિશય ધારી શ્રી ભગવંતજો॥ પાંત્રીશ ગુણથી વાણી ઘન સમ ગાજતી, પ્રાતિહાર્ય સહ બાર ગુણે ગુણવંતજો ॥ સેવો૦ ૨૨॥ ત્રીશ વરસ ઘરવાસે શ્રી જિનજી રહ્યા, બાર વરસ છદ્મસ્થપણામાં જાણજો ॥ કેવલ જ્ઞાને ત્રીશ વરસ સંજમપણું, બેંતાલીશ સંવસ્તર સર્વ પ્રમાણજો ॥ સેવો૦ ૨૩ ॥ સર્વાયુશ્રી ચરમ તિર્થ પતિ વીરનું, બહોંતેર વરસ પ્રમાણ પ્રશસ્ત ગણાયજો, શાસન સુખકર વર્તાવો જગમાં ભલું, પામી ભવ્યો શિવપુર પંથે જાયજો ॥ સેવો૦ ૨૪ ॥ આયુ અવધિ ગણી પાવાપુરી આવિયા, દીવાલી દિન સ્વાતિ રિખ સુહાયજો ॥ શોલપોરની સુદેશના પુરી કરી, મધ્યે નિશાયેં શિવ વધૂ સંગી થાયજો॥ સેવો૦ ૨૫॥ સુર સુરપતિ બહુ હર્ષ શોક સાથે મલી, જિન તનુ ચંદન ચયપર જાલે તામજો, શંસય છેદક વીર વિરહ અગ્નિ તપે, તત્તજનોને

ક્યાં મલશે આરામજો ॥ સેવો૦ ૨૬॥ અશરીરી અકલંકી પરમાતમ થયા, સિદ્ધિ સ્વરૂપી અજરામર સુખ ધામજો ॥ પામ્યા સાદિ અનંત અવસ્થા તેહથી, અપુનર્ભાવ પણે વરતે અભિરામજો ॥ સેવો૦ ૨૭ ॥ હે કરૂણા કરતુજ ગુણ પંકજ પરિમલે, મુજ મન મધુકર નિત્ય રહે સંલીનજો ॥એ અદ્દભૂત શક્તિ આપો અમ અંતરે, ધ્યાનજલે જેમ થાય મુજ મીનજો ॥ સેવો૦ ૨૮ ॥ ત્રિશલાનંદન જગદાનંદન વીરનાં, પંચ કલ્યાણક ભણતાં ગુણતાં થાયજો ॥ સુખ શાંતિ શિવ સંપદ સદ્દગુણ સંતતિ, અંતરક્ષેત્ર બોધિ બીજ વવાયજો ॥ સેવો૦ ॥ ૨૯ ॥

॥કલશ॥ એમ ચરમ જિનવર અચલ સુખ કર સંથુણ્યો ત્રિભુવનપતિ, અતિ ભક્તિ ભાવે ભાવતાં ભવિ જીવ પામે સદ્દગતિ ॥ નાગપુરીતપ ગચ્છતણાનાયક સૂરિપદથી શોભતા, શ્રી પાર્શ્વચંદ્ર મુનીશ જ્ઞાન ગુણે ઇતર મત ક્ષોભતા ॥ ૩૦ ॥ તસ પટ્ટ પરંપર મુનિ ધુરંધર ગચ્છ ગગન દિનમણિ, શ્રી કુશલચંદ્ર કૃપા સુધારસ સાગરૂ પદધર ગણિ ॥ તસ દીપ સમ દીપચંદ્ર શિષ્ય પ્રવર પ્રવર્તકપદ ધણિ, તસ દેવચંદ્ર ભણે ભવિક ભવથી તરો ભાવે ભણિ ॥૩૧॥

# અથ સજ્ઝાયોનો પ્રારંભ.

## (ગુરૂ આસાતના સજાય.)

(જેમતરૂ પાકું પાંદડુ જી એ દેશી.)

ગુણ ગિરૂઆ ગુરૂ વંદતાજી, પુગે મનનીરે આસ, આસાતના તસુ ટાલતાંજી, લાભે શિવપૂર વાસ, સુવિવેકી જીવડા.ટાલ.l. આશાતના દૂર સુવિચારી આતમા, જીમ પ્રસમ રસ પુર. સુવિચારી માણ્યા ગુરૂ તેહસું ઉગ્યો સૂર. ॥ ૧ ॥ આગલ સમવડ હુ કરતાજી, આસન રહે ન નિહાર, કરતા એમ આશાતનાજી, તો કેમ પહુચેરે પાર. સુવિ૦ ॥ ૨ ॥ પ્રથમ આચમન આલોઇએંજી, પહેલું કરે આલાપ, રયણી નિશિ બોલે નહિંજી, એમ બહુ લગેરે પાપ, સુવિ૦ ॥ ૩ ॥ પહેલું પરને ગોચરીજી, આલોવે ગુરૂરે સાખ, એમ દેખાડી રાખે જી, ભ્રાંતિએં દુષણ રાખ. સુવિ૦ ॥ ૪ ॥ બીજાનિ મંત્રી નીમંત્રીએંજી, ગુરૂગરૂવા ગુણ સાર, લોલપણે જે આલવેજી, સરસ મધુરો આહાર. સુવિ૦ ॥ ૫ ॥ ગુરૂ વિણ પુર્વે આપીએંજી. પરને કંઇ અવિચાર, વિણ બોલાવ્યુ નહિંજી, ઉત્તર ગહન મઝાર. સુવિ૦ ॥૬॥ ફરૂસ વચન ગુરૂને કહેજી, ભડકો ઉત્તર દેહ, ગુરૂ બોલાવ્યું કાં કહેજી, શુંસું કહ્યું પભણેહ. સુવિ૦ ॥ ૭ ॥ દુરારે બોલાવીએંજી, ગુરૂ આદિઉરેકાજ, તેહ પાછો બોલતાંજી, લોપે ગુરૂનારે લાજ. સુવિ૦

॥ ૮ ॥ ગુરૂ વખાણ ન પ્રસંસેજી, દુષ્ટ પણું મન આણ, સાંભલતો તુમને નથીજી, અર્થ અનેરો જાણ, સુવિ૦ ॥ ૯ ॥ ગુરૂ કહે તેહું ભાખશું જી, કરે કથાનોરે છેહ, કાજ અનેરો દાખવીજી, પાડે પરખદ ભેદ. સુવિ૦ ॥ ૧૦ ॥ આપણ પે બેઠી સભાઇ, ધર્મ કહે સવિશેષ, ગુરૂ વખાણ કીધાં પછીજી, એમ નરહે ગુરૂ રેષ. સુવિ૦ ॥ ૧૧ ॥ પાટી સંથારે ગુરૂ તણેજી, ચરણ લગાડે જોય. એમ અજીવની હેલનાઇ, જીવ આશાતના હોય. સુવિ૦ ॥ ૧૨ ॥ ગુરૂશયનાસને બેસતાંજી. ઉંચે આસન જાણ, સમ આસને જે બેસસે, ગુણ નિ ચડે પ્રમાણ. સુવિ૦ ॥ ૧૩ ॥ એ તેત્રીશ આશાતનાજી, રદગુરૂનં સંબંધ, પ્રવચન બોલી ટાળજોજી, એહાશાસ્ત્રતખંધ. સુવિ૦ ॥ ૧૪ ॥ એમ આશાતનાં ટાળતાંજી, પૂગે મનહજગીશ પાર્શ્વચંદ્ર સૂરિ વિનવેજી, સાહુરયણસૂરિશીસ. સુવિ૦ ॥ ૧૫ ॥

---

( ક્ષુલ્લકીય અધ્યયન સઝાય. )

( રે જીવડા માનુષ્ય ભવ લાધું. એ રાહ )

બુદ્ધિ તણો નિધિ ગરગ મહાઋષિ, ગચ્છ કીરીયા સવિ જાણે. તસુ પરિવાર હુવો અતિ નિરગુંણ, તે પરિ કવિ વખાણે. ॥ ૧ ॥ સુગુણ નર અવિનયનિપરિ ગાળો. ટેક વિધિ વિનય તણી શુદ્ધ પાલો, સુગુણનર. અવિ૦ ॥ ૨ ॥

જેમ ગલીઆર બળદ ધુરી જુતા, એક પડે એક નાશે, કુદે એક ગોરૂડી દેખી, દોડે ગાઢે નાશેરે. સુગુણનર. અવિ ॥૩॥ એક પડે મીસી મંડી મુવા જેમ, એક સમેલ તિહાં ભંજે, રાસી તોડે ક્રોધે ઉઝાઇ, જોત્ર વિછોડી ગુંજે. સુ૦ ॥ ૪ ॥ તવ સારથી રીસાણો તેહને, આરે વિંધે મારે, મન પસ્તાવે પડયો વિમાસે, કાંઇ રયોએ સારેરે, સુ૦ ॥ ૫ ॥ તેમ તસુ શિષ્ય એક સુખ સીલીયા, એક અ છે અહંકારી, એક શીખવ્યા સામુંરે બોલે, શિખ ન માને સારીરે. સુગુ૦ ॥ ૬ ॥ એક વિહરતાં આલસ આણે. અંતર ભાષા બોલે, વારવાર ગુરૂ વચન ઉથાપે, મરમ ગાઠ તે ખોલેરે. સુ૦ ॥ ૭ ॥ કાજે મોકલે કહે હું ન જાણું, શ્રાવિકાઘરે નવિ હોશે, અવર સાધુને અથવા મેલો, મુહ વિણ સાંડે રોશેરે સુ૦ ॥૮॥ કાજ કરે વેઠ જેમ ઝાલ્યા, ભણી ગુણી ગુરૂનેં મુકે, પંખીની પરે પંખ લહીને, ઉડે વિનયથી ચુકરે. સુ૦ ।. ૯ ॥ એવા દેખી ગર્ગ મહારૂશિ, અવિનીત ચેલા છંડે બ્રહ્મા કહે ચડતે સંવેગે, ક્રીરિયાતણી ખપ મંડેરે. સુ૦ ॥૧૦॥

---

### ઇખ્ખુકાર અધ્યયન સજાય.

### (ઢાલ ગીતા છંદની.)

પુર ઇખ્ખુકારેં નૃપ ઇખુકારએ, તસુ ઘર કમલા રાણી ધારએ, સારએ વેદ વિચાર પંડીત ભૃગુ પુરોહિત, તસુ ઘરે તસુ નામે નારી જસા સારી પુત્ર ચીંતા તે કરે, તવ દોય

સુરવર સાધૂ વેસેં તેહને ઘરે આવએ, તે ઘણું આદરેં સાધૂ પાસેં ધરમ મારગ પાવએ ॥૧॥ મનની ચીંતા રીષી આગલ કહે, પુત્ર હોસે મુનિ ભાસી તસ દહે, સદ્દહે વચન સાધુના એમ બાલ પણે મુનિ થાયસે, કાદંબ સરીખા ભોગ જાણી, તે તીહાં નવિ ખુચશે, તસુ અંતરાય ન તુમેં કરજો, ઇસું કહિ સુર નિકલિયા, કેતલે અંતરેં પુત્ર જનમ્યા, વિપ્રના વંછિત ફલિયા. ॥ ૨ ॥ બાલકને તવ બંભણ એમ કહે એ, એ મુનિવેસેં બાલકને ગ્રહે એ, એ ગ્રહે બાલક તે વિણાસી. માંસ તેનો વાવરે, વિશ્વાસ એનો જાણ કોઇ, તેણે કારણે નહુ કરે, કુમર બીહે તાત વાણી, એહવી મન સંભલી, જીહાં સાધૂ દેખે, ભય ગવેસેં, ત્રાસતા જાયે ટલી॥૩॥ એક અવસરેં તે મુનિ દેખી પુલે, એક તરૂ હેઠે રીપિ તેહને મીલે, નવિ ચલે દૃષ્ટિ સાધૂ સનમુખ, ભાત પાણી જોવએ. એ રૂપ દીઠા કિણે કાલે, જાતિ સ્મરણ હોવએ, તે આવિ તાત સમિપેં, અનુમતિ માગએ ચારીત્ર તણી, તવ વિપ્ર વારે કુંમરનેતીહાં, પરિ દેખાડે અતિ ઘણી. ॥ ૪ ॥ વેદ ભણિજે દીજે દક્ષિણા, વિષય તણા સુખ અનુભવિ અતિ ઘણાં, આપણા સુતને ઘર ભલાવી, પછી તાપસ થાઇએ, એ વચન સાંભલી કુંમર તેહને, ઇસું પડુત્તર દીએ, વેદ સ્વર્ગ ન દીએ કેહને, વિપ્ર પાત્ર ન જાણીયું, છુટીએં પાતક પુત્રથી, નહુ વિષય દુઃખ લહે પ્રાણિયું. ॥૫॥ તન ધન યોવન દીશે આલએ, સજજન

સનેહા સવિ જંજાલએ, જંજાલ માયા તણું મંદીર, એહ દીસે જગ સહુ, એહવું જાણી જતી થાશું, તાત કહીયેં સું બહુ. અનુમત આપો કસું કહેતાં, વિપ્ર નરગે ચડયો, જિન ધર્મ પાખે જિવ બહુ, ફરિ નવનવ ભવ રડવડયો. ॥ ૬ ॥ એહવું કરતાં નારી બુઝવી, મમતા માયા ટાલી સુઝવી, દીક્ષાય ચારિત્ર લઇ તતક્ષણ રાજા ગરથ આણ્યા વમે, તે વ મકેરો કણે અવરા, ના રતસુ સમજાવએ, ધન વંછે વમ્યો લેવા, તેહ સરિખું તું સહિ, તેમ તેહ ધનનો અરથ તુજને, એમ કરતાં જસ નહિં. ॥ ૭ ॥ નરપતિ સાંભલી ચારીત્ર આદરે, કમલા રાણી ભાવેં વ્રત ધરેં, વ્રતધરે છજણા ટલી પરિગ્રહ, મયણ બલ તે નિંદલે, ભલે ભાવેં કેવલ જ્ઞાન પામી, મુગતિ નગરેં જઇ મલે, કીજેં અવિહડ સાથ એહવા, ધરમ પ્રીતિ ધરાજે એ, કહે બ્રહ્મ એહવા સાધૂ વંદી જનમનાં ફલ લીજેએ ॥૮॥

---

(પાપશ્રમણ અધ્યયન સજ્ઝાય.)

(રાગ–સંતાજીના મહિનાનો.)

ચારિત્ર ચોખે મન ધરો, વલી ઢીલો થાય, સીંહ તણિ પરે આદરી, જંબુક પરિ જાય. ॥ ૧ ॥ પાપ શ્રમણ સંગતિ તજો, જેમ શિવપૂર જવાય, સદ્ગુરૂ શેવા આદરી, વંછીત સુખ લેવાય. પાપશ્ર૦ ॥૨॥ રાત્રિ દીવશ નિદ્રા કરે, ગુરૂ પૂજાને ટાલે, શ્રી ગુરૂની નિંધા કરે, અવગુણ દેખાલે. પાપશ્ર૦ ॥૩॥

બીજ હરિ જાતિ ચાંપતો, વિણ પુંજ્યે બેસે, સાધુ ભવાડે આપને, જશ સાંભલી વિહશે. પાપશ્ર૦ ॥૪॥ પડિલેહેણા પરિ માદગ્યું, ગુરૂ સાંમુ બોલે, વાદ કેદીરે અતિ ઘણો, સંજમથી રે.લે. પાપશ્ર૦ ॥૫॥ વાદ કલહ ગુરૂ શું કરે, નિત સર સલે આહાર, તપ ન તપે સુખ સાલાંઓ, ગુરૂ સંગની વાર, પાપશ્ર૦ ॥૬॥ ઉદયા આથમતાં લગે, જે તે મુખમાં ચલે, છમાસે ગચ્છ પાલટે, છ કાયનેન પાલે પાપશ્ર૦ ॥૭॥ પાસ્થાદિક પંચએ, પાપશ્રમણ વિચાર, વિષનિ પરેનિદાલહે, ન લહે ભવપાર. પાપશ્ર૦ ॥૮॥ એહ દોષ જે પરિહરે, તેહ ઉત્તમ સાધ, અમિય જેમ પૂજા લહે. ટાલીને આ બાધ. પાપશ્ર૦ ॥૯॥ એમ જાણી શ્રી સાધુના, ગુણ તે કહ્યા ગાય, એક મને સેવા માગતાં, રલીયાયત થાય. પાપશ્ર૦ ॥૧૦॥

---

## ॥ શ્રી પ્રવચન માતાની સઝાય ॥

### રત્નગુરૂ ગુણે મીહદાંરે એ દેશી.

પ્રવચન માતને મન ધરોરે, સંઘ ચઉવિહ સમુદાય, ચારિત્ર ગુણગણ આદરીરે, પામો સુગુરૂ પસાય॥ પ્રવ૦ ॥૧॥ નંજર નિહાલી પંથ ચાલતારે, જીવ જતના થાય, ઇરિયા સમિતિ પાલી કહીરે, એમ બોલે જિનરાય. ॥ પ્રવ૦ ॥૨॥ વચન વિચારી સત્ય ભાખાયેરે, સાવધ કરી પરિહાર, જીવ વિરાધના નવિ હુવેરે, તે ભાષા સમિતિ સાર ॥પ્રવ૦ ૩॥

આહાર પાણી શુદ્ધ વોરતાંરે, તજી બેતાલીશ દોષ; એમ વિચારે નિત્ય એષણારે, કરે મુનિ ધરમને પોષ. ।।પ્રવ૦ ૪।। જોઇ પૂંજી સવિ વસ્તુનેરે, લઇયે મુકીયે ખાસ; તજી પ્રમાદ ચોથી ખપ કરોરે, રાખીયે જયણા તાસ ।। પ્રવ૦ ૫ ।। જલ મલમૂત્રને ખેલનેરે, વલી અનેરૂં કંઇ હોય; સાવચેત થઇ પરઠતાં રે, જીવ વિરાધો ન કોય. ।। પ્રવ૦ ।।૬ ।। અશુભ ચિંતન સૌ પરિહરોરે, શોક સંતાપ નિવાર; સવિજીવ સાથે સમ ભાવનારે, એ મનગુપતિ સંભાર. ।। પ્રવ૦ ૭ ।। વચન વૃથા નવિ ઉચ્ચરોરે, ધરીયે મૌન વિશેષ; વચન ગુપ્તિ શુદ્ધ પાલતાંરે, લાગે કરમ ન લેશ. ।।પ્રવ૦ ૮।। અડગ થઇ ઉપસર્ગનેરે, સહે મેરૂ સમધીર; ગોપે મુનિ નિજ દેહનેરે, થાય ન લેશ અધીર ।। પ્રવ૦ ૯ ।। એમ જાણી ભવિ આદરોરે, આઠે પ્રવચન માય. કુશલચંદ્ર ગુરૂ દીપથીરે, દેવનું મન ઉલસાય. ।। પ્રવ૦ ૧૦ ।।

## અથ શ્રી સંક્ષેપ આરાધના.

પરમ પુરૂષ પય પ્રણમીએં. પરમાણંદ પ્રકાશ; ભવજળ તારણ તરણિસમ, પૂરે વંછિત આશ. ૧ પહેલું મુઝ જે ધર્મગુરૂ, પરમ પુરૂષ તે જાણ; જેણે પરમારથ દાખવ્યું, પ્રવચન વચન પ્રમાણ. ૨ તિથ્થંકર વળી સીદ્ધ ભણી, આયરિયા ઉવઝાય; સાધુ નાણ દંસણ ચરણ, સાધક સુવિહિત રાય. ૩ કાળ અનાદિ અનંત લગે, પરમ પુરૂષ એ

પ્ચ; તેહનાં પય ભવભવ સરણ, મનન કરૂં ખલખંચ. ૪.
ઊઠ અહો તિરિયલોય મઝાર, સાસયપડીમા શ્રુત અનુસાર;
ચિહું નામે જે જીનવર ભણ્યુ, તેહું વંદુ ભક્તિયેં ઘણી. ॥૫॥
રિષભ અને ચંદ્રાનનદેવ, વારિસેણ પ્રભુ કિજે સેવ; વર્ધ-
માન જીણુવર વંદીયે, હિયડે અહનિસી આણુંદીયેં.॥૬॥બીજો
જે યનુયોગદુવાર, તેહતણા છે ચાર પ્રકાર; નામ ઠવણ
દ્રવ્ય ને ભાવ, ચિહું ઉપર નિરતો એક ભાવ. ॥૭॥ આવે ભા-
વતો સૌ પ્રમાણ, નાવે તો સ્યું કરૂં વખાણ; ચિહું ભેદે વંદુ
અરીહંત, અકલ અજગ્ય અનાદિ અનંત.॥૮॥ શત્રુંજય તીરથ
ગિરનાર, અષ્ટાપદ વલિ ગીરી વૈભાર; શિખરસ-
મેત વીપુલગીરીંદ, તસુ સમરણ મુઝમન આણંદ.
॥૯॥ઇહાં હુઆ જે સીદ્ધ અનંત, સંયમ પાળી બહુ ગુણવંત;
તેહનું અહનિસી સમરૂં નામ, કર જોડીને કરૂં પ્રણામ.
॥૧૦॥ નગર ગામ આગરબહુ ઠામ, અસાસતિ પડીમા
અભિરામ; તે સવિ વંદુ મનની સુદ્ધ, આણી શ્રી અરિહંતની
બુદ્ધ. ॥૧૧॥ તેહ તીશંક સાચું જીન કહ્યો, એ પરમ અક્ષર
મેં સદ્દહ્યો; ભાવસુધ એહજ દોહેલું, એહ થકી સહુએ
સોહિલું. ॥૧૨॥ જીવ અનાદી ભમ્યો ભવ ભૂર, દંસણ નાણ
ચરણ કરી દૂર; કીધાં પાપ ઠાણ જે બહુ. તે હું ખામું સ્વા-
મી સહુ. ॥૧૩॥ હિંસા કુડ અદત્ત અબંભ, મેલ્યું પરિગ્રહ
બહુ આરંભ; ક્રોધ માન માયા ને લોભ, રાગ દોષ ને દિધી

થોભ. ॥૧૪॥ કર્મ કલહ બહુ દીધાં આલ, પીશુનપણું રતી અરંત વંશાળ; રસવસે બોલ્યા પરપરીવાદ, માયા મૃષા મોહ ઉન્માદ. ॥૧૫॥ મિથ્યાશલ્ય અઢાર પાપ, ભવ ભવ એહજ થકો સંતાપ; જનમ મરણ કરી ચઉદરાજ પુર્યાં કિંપી ન સાધ્યા કાજ. ॥૧૬॥ જીવયોની ચઉરાશી લક્ષ, તે સહુ એ કેવલી પ્રત્યક્ષ; મરણ ભવ હણ્યા અનંતી વેર, ગુરૂ રાખે તે ખામું સંત. ॥૧૭॥ જે કાંઈ કહીએ અધિકરણ, આપે જનમ અનંતા મરણ; જનમ જનમ જે કીધા બહુ, વોસીરામા હવડાં તે સહુ. ॥૧૮॥ દંસણ નાણ ચરણ જગ સાર, ઈત્વર ન કાંઈ ગુણ ભંડાર; વંદના તેહને નિંદીયે, આરાધ્યા તે અનુમોદીયે. ॥૧૯॥ આલોયણ નીંદણ ગરહણાં, ખામણ અણસણ ઉચ્ચરાવણાં; એહજ મુજને આરાધના. પરમારથ સીવસુખ સાધના. ॥૨૦॥ ચાર સરણ દુઃકૃત ગરહણા, સુકૃત કર્યાની અનુમોયણા; સંબલ સખા એહ આધાર, આપો મુજને ભવનો પાર. ॥૨૧॥ અંતકાલે વિસ્તાર નહુ થાય, જોગે એતલડો કહેવાય; પાર્શ્વચંદ્રસૂરિ આનંદે કહે, આરાધક તે શિવ સુખ લહે. ॥૨૨॥

## અથ શ્રી ઓગણત્રીસી ભાવના.

અવિચલ પદ મન થિર કરી, જિહાંછે સુખ અપાર; પ્રતિબોધિશું મન આપણો, જિમ પામીશું ભવપાર. ॥૧॥ રે મન તેં અસ્થિરપણે, કીધા કરમહ કોડ; રાગતણે રંગે કરી,

જીવહ આણી ખોટ. ॥૨॥ પંચેંદ્રી પરવસપણે, જે મેં કીધા પાપ; તે મુજ કહિયે કેટલા, હુઆ સંસારહ વ્યાપ.॥ ॥ જ્ઞાન દ્રષ્ટિ જીવ જોઇ તું, કોઇતણી મતિ મુંક; લીધી વસ્તી પામિશ નહી, નરજીવ આલિમ ચુક. ॥૪॥ જે દીસે પ્રહ ઉગતે, તે સંધ્યા નવિ દીઠાર; ઘણ ઘન્નહ પાતા ના, મમતા મ કરો કોય.॥૫॥ નાહણ ભોયણ આભરણ, જે પોષિયે અપાર; એકે જાતે જીવડે, તે હિ પ્રજે છાર.॥૬॥મંદિર માંહે ધન ધરણિ, સામ રહે પરિવાર; કાયા અગની પરજલે, જીવ જાયે નિરધાર. ॥૭। જાવજીવ ધન મેલીયો, એ તુજ આવ્યો ભાગ; સંકટ એક કાહી ભર્યો. ખોખરી હાંડે ચાગ.॥૮॥માણસનં પામે મરણ, સાચે સગા અપાર; આપણપેં જાણું સહી, ઇમ નવિ ગણે ગમાર.॥૯॥ઇંદ્રાદિકનં ચક્ર ગણ, રાય રાણા અવલોક; ગજ રથ તુરંગે પરિવર્યા. તે પહુંતા પરલોક.॥૧૦॥ વસ્ત્રહીન તું જનમીઆ, જા ઇસ તેણે રૂપ; પાપે પિંડજ પોસિઓ, પડયો સંસારહ કૂપ. ॥૧૧॥ માય તાય બંધવ બહિન, ભજ્જા સુત ભંડાર, માહરૂં કરતાં માનવી, ગયા સર્વ નિરધાર.॥૧૨॥ ગામ ગયો આવે વલી, હરખે મિલે સહુ કોઇ; ઘણું પંથે પંથી હુવા, તેહને ન મિલે કોઇ.॥૧૩॥ પરભવ જાતાં જીવને આડો કોઇ ન થાય; પ્રમદા ચોસઠ સહસનો, પતિ પરલોકે જાય,॥૧૪॥ઇંદ્રાદિક સેવે સદા, જેહને ત્રિગડો વાસ; તેહ જિન થિર નવિ રહ્યા, અવર જીવ કુણ આશ.॥૧૫॥ લાખ બત્રીસ વિ-

માનના, પતિ જેહનેં સેવંત; કાજ કરે મનશું સદા, તે હું ઇંદ્ર ચવંત. ॥૧૬॥ માય તાય બંધવ કવણ, કુણ વૈરી કુણ મીત; એ તાહરો સહુએં સગો, સાંભલ તું એક ચિત્ત.॥૧૭॥ સૂઇ અગ્રે ભૂંય ચાંપીયેં, ચૌદહરાજ પ્રમાણ; તેં સઘળી ફરસી સહી, સરિસી ચારે ખાણ.॥૧૮॥તેં નિગોદભવ પૂરીઆ, સાત નરક કીયો વાસ; બંધન વધ્યો કર્મનેં, કીધો કૂડ અભ્યાસ.॥૧૯॥સાયર સલિલથકી અધિક, તેં પીધો માયથાન, બહુ પર્વત પ્રાહેં ઘણા, તે આરોગ્યા ધાંન.॥૨૦॥સમુદ્ર નદી માહેં ઘણોં, જીવ તેં પાણી પીધ; ભૂરિ ભવંતર પૂર તે, તોહી તૃપતિ ન લીધ. ॥૨૧॥ ઇમ ભમતાં સહુએ સગો, શત્રુ ન કો સંસાર; સમતાશું મન સંચરે, મૈત્રીભાવ વિચાર. ॥૨૨॥ કુસઅગ્રે જલબિંદુ સમ, જલબુદ બુદ જિમ હોઇ; ઇંદ્રધનુષ ગજ કર્ણપરેં, જીવિય ચપલ ઇમ જોઇ.॥૨૩॥સુહણા સમવડ જાંણિયેં, એ સવલો સંયોગ; ધર્મ મ છંડિસ મન થકી, તેહનો લહી વિયોગ. ॥૨૪॥ આપ સવારથ આવિયો, એ સહુએ તું જાણ; મોહતણે મદ મોહીયો, મકરીસ પરતણી હાણ.॥૨૫॥ દશ દ્રષ્ટાંતેં દોહિલો, તેં શ્રાવકનું કુલ લદ્ધ, શીલવ્રત સાચો વહે, પાલે સમકિત સુદ્ધ. ॥૨૬॥ જરા ન આવે જાં લગેં, પંચેંદ્રી સમરથ્થ; વ્યાધી ન આવે દેહને, તાં સાધે પરમથ્થ. ॥૨૭॥ ગણ્યા આઉખા દીહડા, જે ગયા તે નવ લંત; એમ જાણી આદર સહિત, ધર્મ કરે દૃઢ ચિત્ત.॥૨૮॥ નરભવ ચિંતામણિ

સમો, આલે તું મમ હાર; જિનશાસન મન થિર કરી, જીવ જતન સંભાર. ॥૨૯॥ ભોગ ભલા તે નર લહે, હરષે જે દે દાંન; સમકિતવિણું શિવપદ નહી, જેહ અનંત સુખધામ. ॥૩૦॥ એ ઓગણત્રીસી ભાવના, પાર્શ્વચંદ્રસૂરિ સુવિચાર; જે મનમાંહે સમરસે. તેહ તરસ્યે સંસાર. ॥૩૧॥ ઇતિઃ

---

## ગુરૂ વિરહપદ

### પ્રથમ ગોવાલિયા તેણે ભવેજી એ દેશી.

કુશલ દિવાકર આથમ્યોજીરે, શોક તિમિર પથરાય, વિરહાનલ અતિ વેગથીજીરે, જાગ્યો દિલડા માંય. સુગુરૂજીરે કયાં જઇ કરિયે વિલાપ. ૧ ॥ જ્ઞાન સુધારસ સાગરૂજીરે, સદગુણ રયણ નિધાન ॥ સોમ્ય અને શીતલ ગુણેજીરે, આપ શશાંક સમાન, સુગુરૂજી, ॥ ૨ ॥ વનવનમાં ચંદન નહિજીરે, મોતી પ્રતિગજ કયાંય ॥ વિરલા દીસે જગતમાંજીરે, આપ સમા મુનિરાય, સુગુરૂજીરે ॥૩॥ કુશલચંદ્ર અભિધાનમાંજીરે, પ્રભા પ્રભુત જણાય ॥ આત્માંતર વિકસીત હુવેજીરે, આનંદ વાયુ વાય, સુગુરૂજીરે ॥ ૪ ॥ આપ ચરણના શરણુનેજીરે, પામ્યા પુન્ય પસાય ॥ ભાગ્ય પલટતાં અમ તણોજીરે, વિયોગ દુઃસહ થાય, સુગુરૂજીરે ॥૫॥ બાળક જેમ પિતુ માતની જીરે, ધરી સેવા હરખાય, તેમ અમ આનંદ પામતાજીરે, તુમ સેવા સુપસાય, સુગુરૂજીરે ॥૬॥ બાળ બ્રહ્મચારી તુમેજીરે,

નિર્મોહી અવિકાર, કર્મ પંકને સોસતાજીરે. ઉગ્ર તેજ અવ-તાર, સુગુરૂજીરે ॥૭॥ શાસ્ત્ર તત્ત્વ સમજાવતાજીરે, રહે ન શંકા પ્રસંગ, આપ વિયોગે એ સહુજીરે, પ્રેમો અનુપમ રંગ, સુગુરૂજીરે. ॥૮॥ રત્ન ચિંતામણિ પામીયાજીરે. પણ અમ ભાગ્યજ મંદ, સદ્ગુરૂ સ્વર્ગ સીધાવતાજીરે. મળે ન ક્યાં આનંદ, સુગુરૂજીરે. ॥ ૯ ॥ આલંબન વિણ કિમ હુવે-જીરે, ભવ સાગર નિસ્તાર, પુષ્ટાલંબન આપનોજીરે. હુતો પરમ હિતકાર, સુગુરૂજીરે. ॥૧૦॥ કુશલ નામ ગુણ સમરણુ નોજીરે. હવે અમ પરમ આધાર. દીપચંદ્ર ગુરૂ વિરહથીજીરે, દેવને ખેદ અપાર, સુગુરૂજીરે ॥૧૧॥

---

ગુરૂ વિરહપદ

ચેતે તો ચેતાવું તુનેરે પામર પ્રાણી—એ દેશી,

સ્વર્ગના સંસગી થયારે, ગુરૂજી મારા, હતી અમ આશા મોટી. હવે તો તે થઇ ખોટી, લાગતાં વિરહ સોટીરે, ગુરૂજી મારા ॥૧॥ ઉમંગે આવતા દોડી, સંશયને દેતા કાડી, જતા સહુ માન મોડીરે. ગુરૂજી મારા ॥૨॥ કનક ઉપલ ભેદ, સમ ભાવે તજી ખેદ, પેખતા ધારી અભેદરે, ગુરૂજી મારા ॥૩॥ શિવપુર વાટ લીધી, તમને તો લાગી સીધી. પ્રવચન માત કીધીરે. ગુરૂજી મારા ॥૪॥ ઉપદેશ આપી તાર્યાં, કેક જી-વોને સુધાર્યાં, ભવ ભીતિથી ઉગાર્યાંરે, ગુરૂજી મારા ॥ ૫ ॥ સંસારને લાત મારી; નિત્ય રહે બ્રહ્મચારી, ભાવે દીક્ષા શ્રી

સ્વીકારીરે, ગુરૂજી મારા. ॥ ૬ ॥ મોહ ન રાખી લગાર, તજી આવ્યા પરિવાર, લઈ ગયો જાણે મોટો ભારરે. ગુરૂજી મારા ॥૭॥ જિન નામ લય લાગી, અપૂરવ પ્રીત જાગી, ભક્તિના નાદ વાગીરે, ગુરૂજી મારા ॥ ૮ ॥ એક આપના વિયોગ, અંતરે વધારે સોગ, હવે કેમ બને યોગરે, ગુરૂજી મારા ॥૯॥ હાથથી બાજી ગુમાવી, કોણ ટાળી શકે ભાવી, પુણ્ય દશા મંદ આવીરે, ગુરૂજી મારા ॥ ૧૦ ॥ અગણિત ઉપકાર, સંભારૂં હું વારંવાર, હતા હૈયાના હારરે, ગુરૂજી મારા ॥ ૧૧ ॥ હું તો છું પામર પ્રાણી, આપની શક્તિ ન જાણી, વર્ણવી શું શકે વાણીરે, ગુરૂજી મારા ॥ ૧૨ ॥ વિવેક વિચારવંત, સત્યવાદી સૂધા સંત, એવા ગુરૂ ભગવંત રે, ગુરૂજી મારા ॥૧૩॥ સુગુરૂ કુશલચંદ્ર, ભવિક આનંદ કંદ, શાસન કુમુદ ચંદરે ॥ ગુરૂજી મારા ॥૧૪॥ સંતની શાંતિ જાણે, સંત હોય તે પીછાણે, ઝવેર હીરા પ્રમાણેરે, ગુરૂજી મારા ॥ ૧૫ ॥ દીપ સમ દેવ થાવો, મનના મંદિર આવો, એટલો અમારો દાવોરે, સુગુરૂ મારા ॥ ૧૬ ॥

---

## વિહારનું ગીત ૧

### મારે સોના સરીખો સૂરજ ઉગીઓ. એ દેશી.

સુખશાતામાં રહેજો ગુરૂરાજજીરે, ફરી દર્શન દેજો એક વાર, સુખ૦ જીરે ખભે લીધા પોથી પાતરારે, ફરો દેશ વિદેશ

વિહાર ॥ સુખ० ૧॥ જીરે ગામ નગર પુર પાટણેરે, વિ[illegible] કરજો સેવક સંભાર. સુખ० જીરે અશરણ અનાથ જે [illegible] ણીયારે, તેનો ખંતથી કરજો ઉદ્ધાર ॥ સુખ० ૨॥ જીરે [illegible] ગોઠડી શ્રી સીદ્ધાંતનીરે, વલી નિશદિન કરજો અભ્યાસ, સુખ० જીરે અપ્રતિ બંદ્ધરેજો સદારે, જેમ લાગે ન મોહ[illegible] પાસ, ॥સુખ० ૩॥ જીરે ભવિજન શ્રાવક બુજશેરે, દેજો સત્ય સદા ઉપદેશ, સુખ० જીરે પરિગ્રહ જાળને પરિહરીરે, રહો નિરમોહી થઇને હમેશ. ॥સુખ० ૪॥ જીરે જિનગુણ ધ્યાનને ધ્યાવતાંરે, રહ્યા અંતરથી સાવધાન, સુખ० સદા શિષ્યાદિક પરિવારનેરે, દેતા જ્ઞાન સુધારસ પાન, ॥ સુખ० ૫ ॥ જીરે તત્વા તત્વ સમજાવતારે, રહી ચરણ કરણમાં પ્રવીણ સુખ० જીરે સંજમ રંગ લગાડતારે, થઇ જ્ઞાનને ધ્યાનમાં લીન, ॥સુખ० ૬॥ જીરે કરમ કટકને ધ્રુજાવતારે ધરી ક્ષમા ખડ્ગ હથીયાર; સુખ० જીરે સમતા સાગરમાં ઝીલતારે, નિત્ય રાખતા સુદ્ધ આચાર. ॥સુખ० ૭॥ જીરે સમકિત દેજો ભવિ જીવનેરે, આપી ધરમનો બોધ સુજાણ, સુખ० જેમ નિશ્ચલ રહે નિત્ય નિયમમાંરે, જેથી પામે પદ નિરવાણ, ॥ સુખ० ૮ ॥ જીરે મુનિવર વેહલા પધારજોરે, માની અમ વિનતી મહારાજ, સુખ० જીરે કુશલદીપ ગુરૂ સાહ્યથીરે, સદા દેવનાં સરશે કાજ ॥સુખ० ૯॥

## વિહારનું ગીત બીજું
### દેશમાં ડંકો વજાડીઓરે એ દેશી.

પ્રીતેથી વહેલા પધારજોરે. કરજો અમ ઉપકારરે, સુગુ-
રુ. કરૂણાનિધિ તુમે સાહિબારે, ગીરૂવા ગુણનાં ભંડારરે,
ગુરૂજી ॥ પ્રીતિ૦ ૧ ॥ જ્ઞાની ગુરૂનાં વિજોગથીરે, પીડાય
જગતનાં જીવરે; સુગુરૂજી॥ નરકાદિક ઘોર વેદનારે, ભોગવે જીવ
સદીવરે. સુગુરૂજી ॥ પ્રીતે૦ ૨ ॥ મિથ્યાત્વ વાહ્યા જીવડારે,
વરતે અજ્ઞાન અભંગરે; સુગુરૂજી॥ મમતા માયામાંમાચીયારે
એ સવી કુગુરૂ કુસંગરે, સુગુરૂજી ॥ પ્રીતે૦ ૩ ॥ નિગ્રંથ ગુરૂ
નવિ ઓલખેરે, ખોળ ગોળનું ન ભાનરે, સુગુરૂજી॥ હઠ કુગ્રહ
થી ઘેરીઆરે, દુર્ગતિનું એ નિશાનરે, સુગુરૂજી ॥ પ્રીતે૦ ૪॥
ધરમ રૂચી જીવ થોડલારે, બહુલા કુપંથમાં જાયરે, સુગુરૂજી॥
વાદવિવાદ વધારતારે, દુરલભ બોધિ જણાયરે, સુગુરૂજી ॥
પ્રીતે૦ ૫॥ સરવે સંસારી પ્રાણિયારે, રાગ રોષે લપટાયરે,
સુગુરૂજી॥ કાલ અનાદિની વાસનારે, સુગુરૂ વિના કેમ જાયરે,
સુગુરૂજી. ॥ પ્રીતે૦ ૬ ॥ ભમતા જીવ સંસારમાંરે, નહિ કોઇ
સુગુરૂ સંજોગરે, સુગુરૂજી; પૂરવ પૂન્યે તે પામીયારે. થયો
અમ જનમ અમો ઘરે, સુગુરૂજી ॥ પ્રીતે૦ ૭ ॥ વચનામૃત
વરસાવજોરે, થાય ભવરોગનો નાશરે, સુગુરૂજી॥ અંતર શત્રુને
વારજોરે, પૂરજો ભવિજન આશરે, સુગુરૂજી ॥ પ્રીતે૦ ૮ ॥
સમકિત બીજને વાવજોરે, ખીલશે શ્રાવક બાગરે, સુગુરૂજી॥
ઉપદેશ જળને સીંચજોરે, વધશે ધરમ અથાગરે, સુગુરૂજી ॥

પ્રીતે૦ ૯॥ જિન શાસન દીપાવજોરે, કરી મહીપીઠ સુગુરૂજી॥ ભવિજનને પ્રતિ બોધજોરે, એ અનુપમ ઉ સુગુરૂજી ॥ પ્રીતે૦ ૧૦॥ વિનતિ એ અવધા જોરે, જગત આંધારરે, સુગુરૂજી. વહેલા દરિશણ આપજોરે, વીએ વારંવારરે, સુગુરૂજી॥ પ્રીતે૦ ૧૧॥ નાગપુરી તપ દીપતારે, કુશલચંદ્ર ગુરૂરાયરે, સુગુરૂજી॥ પ્રવર્તક શ્રીદીપચ. જીરે, દેવ નમે નિત્ય પાયરે, સુગુરૂજી ॥ પ્રીતેથી વહેલા પધા-રજોરે. ૧૨ ॥



આવતી વખતે ગાવાનું ગીત. ૩॥

રાગ ઉપરનો.

ગીતારથ ગુરૂ આવીયારે, આનંદ આજ અપારરે, સૈયર મોરી, તારક ગુરૂજી પધારીયારે, વાંદીયે ભક્તિ વિસ્તારરે, સૈયર મોરી ॥ ગીતા૦ ॥૧॥ પરમ ચારિત્રને ધારતારે, કરતા સંસારનો નાશરે, સૈયર૦ તરણતારણ તે જાણીયેરે, દુખ દોહગ નવિ પાશરે ॥ સૈય૦ ગી૦ ॥૨॥ અરિહંત એક આરાધતારે, દુવિધ ધરમ પ્રકાશરે, સૈય૦ ત્રણ તત્વ નિત્ય સાધતારે, રત્ન ત્રયી પૂરે આશરે, સૈય૦ ગી૦ ॥૩॥ ચાર કષાય નિવારતારે, પંચ મહાવ્રત ધારરે; સૈ૦ પંચ સુમતિયે શોભતારે, દેખાડે શુદ્ધ આચારરે, સૈ૦ ગી૦ ૪॥ પંચપ્રમાદને ટાલતારે, પાલતાષટ જીવકાયરે, સૈ૦ ગી૦ ૫॥ મહામદ આઠને જીપતારે૦ રાખતા બ્રહ્મ નવવાડરે, સૈ૦ દશધાયતિ ધરમ

...ર, તોડતા કરમની જાળરે, સૈ૦ ગી૦ ૬॥ અંગ અ-
ગ્યાર અભ્યાસતારે, ભણતા બાર ઉપાંગરે, સૈ૦ કાઠીયા
ને વારતારે માનતા સૂત્ર પંચાંગરે, સૈ૦ ગી૦ ૭॥ ચઉદ
... કહે જીવનારે. પંચ દશ સિદ્ધ પ્રકારરે, સૈ૦ આગમવા-
... પ્રરૂપતારે, ભાવતા ભાવના બારરે, સૈ૦ ગી૦ ૮॥ બાવીશ
પરિસહ જીતતારે, મરતા વિષય વિકારરે, સૈ૦ ધન્ય ભાગ
ગુરૂ વંદીયેરે, જિણ આણાધરનારરે, સૈ૦ ગી.૯॥ જિન શા-
સન સોહાવતારે, વિચરે તીરથ પ્રધાનરે, સૈ૦ સ્વપર સમ-
યને જાણતારે, પૂરણ જ્ઞાન નિધાનરે, સૈ૦ ગી૦ ૧૦॥ એવા
ગુરૂજીને વાંદતારે, ભવના પાતક જાયરે. સૈ૦ નિરાબાધ સુખ
પામીયેરે, એ સવીસુ ગુરૂ પસાયરે, ॥સૈ૦ ગી૦ ૧૧ ॥ નાગ-
પુરી તપ ગચ્છ પતિરે, કુશલચંદ્ર ગુરૂ ભૂપરે સૈ૦ પ્રવર્તક
શ્રી દીપચંદ્રજીરે, દેવને શાંતિ અનુપરે, સૈ૦ ગી૦ ૧૨॥

વિહારનું ગીત ૪॥

આદિત્યે અરિહંત આપ પધારો એ દેશી.

મુનિવર ધર્મનો મોહ લગાવી, મીઠો મીઠો ઉપદેશ
સુણાવી, પુણ્યનો પંથ બતાવીરે. વ્હેલા દરશન દેજો, વીનતી
એ ધ્યાનમાં લેજોરે, ॥વ્હેલા॥૧॥ વિહારની વાત સુણી મન
ડોલે, ભાવિક ભવિક એમ સહુ બોલે, નહિ કોઇ ગુરૂજીની
તોલેરે ॥વ્હેલા॥૨॥ આપ વચન સુણતાં રંગ લાગ્યો, પુણ્ય
તણો અંકુર અમ જાગ્યો, મિથ્યાતનો ભય ભાંગ્યોરે ॥વ્હેલા
॥૩॥ પૂરવ પુણ્યે આપ પધાર્યા, બોધસુણાવીને અમનેસુધાર્યા,

પાપના ભયથી ઉગાર્યારે ॥વ્હેલા॥૪॥ ધન્ય તુમારા ત
તાત, સંયમને સાધો ભલી ભાત, વારીને વિકથાની
॥વ્હેલા॥૫॥ પાંચ સમિતિ ત્રણ ગુપ્તિને ધારો, અતિચ
રાદિક દોષ નિવારો, મોહમદનને મારોરે ॥વ્હેલા॥૬॥ દ્ર
ક્ષેત્ર કાલ ભાવને ભાવી, ગુરૂ ગમથી સમજી શુભ ચાવં
ધ્યાનની ધૂન જગાવીરે, ॥વ્હેલા॥૭॥ મન મદમસ્ત મતંગજ
જીતી, દૂર કરી તમે ભવની ભીતિ, શશિસમ નિરમલ નીતિ
રે ॥વેલા॥૮॥ આપ સંયોગ મલ્યો અતિ સારો, ભવિક નભાંગે
જો ભવનો ભારો, જાએ વૃથા જનમારોરે ॥૯॥વેલા॥ જિન-
આણા અસિ હાથમાં ધારી, મોહ સુભટને સઘ વિદારી,
વરવા શિવ વહુ સારીરે ॥વેલા॥૧૦॥ અનુપમ રત્નત્રયી
આરાધી, આતમ દિવ્ય સુસંપત સાધી, ટાલી સર્વ ઉપાધિરે,
॥વેલા॥૧૧॥ કુશલ દીપ સદ્ગુરૂપદ પામી, ધ્યાવો ભાવો ભવિ
હિત કામી, દેવ વદે અભિરામીરે ॥વેલા॥૧૨॥

## વિહારનું ગીત. ૫.

મારે સોના સરીખો સૂરજ ઉગીઓ—એ દેશી,

આજ પુણ્ય સૂરજ દીસે આથમ્યોરે, ગુરૂરાજજી કરતાં
વિહાર, વ્હેલા "દરિશણ દેજો મુનિરાજજીરે. એ આંકણી.
કરો પાવન ચરણ કમલ થકીરે, મહી પીઠને વિચરી સદાય,
॥વ્હેલા॥ સહો સંકટ કંટક વિચરતાંરે, સમભાવે અણવાણે
પાય ॥ વ્હેલા ॥ ૧ ॥ ભવ વાસના મનથી દૂરે કરીરે, તજ્યા
વિષય કષાયના યોગ ॥ વ્હેલા ॥ ભવ બંધન બેડી

ર, વ્રત વજને કીધો સંયોગ ॥વ્હેલા॥૨॥ તમે કર્મ
વો ચીકણારે, તપ દુષ્કર તપતા વિશેષ ॥વ્હેલા॥ જિન
નને અજુવાલતારે, ફરી દેશ અને પરદેશ ॥વ્હેલા॥
॥ સુખકારક શિવપથ દાખવારે, ફરી શાસ્ત્રને સત્ય પ્રમાણ
વ્હેલા॥ જિનરાજની આણા સંભાલતારે, ધરી સમકિત
શુદ્ધ શરાણ ॥વ્હેલા॥૪॥ ભવિની ભવ ભાવઠ ભાંગવારે,
ભાખો ચઉવિધ ધર્મ સ્વરૂપ ॥વ્હેલા॥ નવ તત્વની રીત
બતાવતારે, ષટ દ્રવ્યનું તત્ત્વ અનૂપ ॥વ્હેલા॥૫॥ આઠ
કર્મની પ્રકૃતિ પ્રરૂપતારે, મૂલ ઉત્તર દુવિધ વિચાર ॥વ્હેલા॥
નય સાતની ઘટના ઘટાવતારે, ધારી દ્રવ્યાનુયોગનો સાર,
॥વ્હેલા॥૬॥ સૂક્ષ્મ બાદર સરવે જીવનારે, દયા પાલતા આપ
નિરંત ॥વ્હેલા॥ જગે દયા પટહ વજડાવતારે, સદા ધ્યાવતા
શ્રી અરિહંત ॥વ્હેલા॥૭॥ શુદ્ધ આહાર ગવેખીને વ્હોરતારે,
રહેતા તપ જપમાં ઉજમાલ ॥વ્હેલા॥ જ્ઞાન અમૃત પાનના
દાનથીરે, મારે મિથ્યા વિભ્રમ વિકરાલ ॥વ્હેલા॥૮॥ ફરી
વ્હેલા ગુરુજી પધારજોરે, દેજો દર્શન અતિ સુખકાર ॥વ્હે-
લા॥ અમે ચાતક જલધરની પરેરે, રેશું દર્શન આશ મઝાર
॥વ્હેલા॥૯॥ અમ વીનતી આપ સ્વીકારજોરે, તુમે રવિ ભવિ
કમલ સમાન ॥વ્હેલા॥ કુશલ દીપના ચરણ પસાયથીરે,
ભાખે દેવ પામી ગુરૂજ્ઞાન ॥૧૦॥વ્હેલા॥

---

॥ શ્રી ગૌતમસ્વામિનો લઘુ રાસ. ॥

શ્રી વસુભૂઇ પુત્તો, માયા પુહવીય કુચ્છિ સંભૂ
ગણધાર ઇંદભૂઇ, ગોયમ ગુત્તો સુહકિસઓ ॥૧॥
રયણ વિહાણે થયો પ્રભાત, ગૌતમ સમરું જગ વિખ્યાત
રિદ્ધ વૃદ્ધિ જસુ મહિમા ઘણી, પય સેવે ધરણિના ધણી.॥૨॥
ગૌતમ સ્વામી લબ્ધિ નિધાન, ગૌતમ સ્વામી નવે
નિધાન; સુરગોતરુ મણિ ગૌતમ નામ, જેહવો નામ તેહવો
પરિણામ. ॥૩॥ ગુબ્બર ગામ જન્મનો ઠામ, ગૌતમના ગુણ
કરે ગુણગ્રામ; સહુ અલોગ આવાપણુ લગે. ભદ્ર ચંદ્ર બહુલા
ઓલગે. ॥૪॥ ગૌતમ નિરૂપમ ગુણ ભંડાર, કલા બહોત્તર
પામ્યો પાર; ચઉદહ વિદ્યા જિણ અભ્યાસી, જગત જ્યોત
જિણિ મનવાસિ. ॥૫॥ વીરજિણ ચઉદહ સહસ શીશ, તેહ
માંહિ પહિલો સુજગીશ; તસુ પય વંદુ નામુ શીશ, આશ
ફલે મનની નિસદીસ.॥૬॥ ગીતારથ પદવીના ધણી સૂરિશ્વર
જસુ મહિમા ઘણી; ગૌતમ મંત્ર સદા સમરંત. નવનિધિ વિ-
દ્યા બહુ ફુરંત. ॥૭॥ તનુ મન મુ વચને સથવુ, એક ચિત્ત
ચિત્ત ચિતવુ; શ્રી ગૌતમ ગણધરનો નામ, મહિમા ગોરી ગુણ-
મણિ ધામ ॥૮॥ ઉઠંતા બેઠંતા સહી, પંથ ચાલતાં હિયડે ગ્રહી;
ગૌતમ ગૌતમ કહેતાં મુખે, બહુ કાર્ય તે સીઝે સુખે ॥૯॥
ગૌતમ નામે આરંત ટલે ગૌતમ નામે વંછિત ફલે; ગૌતમ
નામે નાવે રોગ, ગૌતમ નામે પાવે ભોગ.॥૧૦॥ ગૌતમ નામે
નાસે વ્યાધ, ગૌતમ નામે પરમ સમાધ; ગૌતમ નામે દુર્જન
દૂર, ગૌતમ નામે હરખ ભરપૂર ॥૧૧॥ ગૌતમ નામે હય ગય
વાર, ગૌતમ નામે સુલખ્ખણ નાર; ગૌતમ નામે સુગુણ

...તમ નામેં સહુયે મિત્ર. ॥૧૨॥ ગૌતમ નામેં રૂ-
હોય, ગૌતમ નામે ન પાભિત્ર કોય; ગાતમ નામેં મં-
ડૂર, ગૌતમ નામેં કૂર કપૂર. ॥૧૩॥ ગૌતમ નામેં જ...
...મ, ગૌતમ નામે તુઠે સ્વામ; ગૌતમ નામે વિનય વિ...
ગૌતમ નામે લાભ અનેક. ॥૧૪॥ ગૌતમ નામેં ન છિપે
...પ, ગૌતમ નામેં ટલેં સંતાપ; ગૌતમ નામેં ખપે નિકર્મ,
ગૌતમ નામેં હોય શિવશર્મ્મ ॥૧૫॥ ઘણું ઘણું હવે કહિયે
કિશ્યું, થોડે તુમે જાણજો ઈશ્યું; ગૌતમ સમરતાં જાગયેં,
જે લહિયે તેનું માગિયે. ॥૧૬॥

ઇત્ય ગૌતમ સસ્તુતિઃસુવિહિતાચદ્રેણ પાર્શ્વાદિના,
ભક્તિ સ્ફીત મુદાલયેન ગચ્છભૃત્પાદાંમુરૂ ચચુનઃ; યે તસ્યાહ
સ્મરણં પ્રભાત સમયે કુર્વીત ચંગાત્મકા, સ્તેનિત મનસઃ
સમાહિત ફલં રુદ્ધોલભતતરાં ॥૧૭॥ ઇતિ શ્રી ગૌતમસ્વામિ
લઘુરાસઃ ॥

## ॥ શ્રી સદ્ગુરૂની સ્તુતિ. ॥

શાંતિજિણંદ પ્રણામ કરો, અહાનશિ નિજ ચિત્ત પ્ર-
મોદ ધરી; પાપપડલ ભવિ દૂર કરી, સૂરિ પાર્શ્વચંદ્ર થવશું
હરખ ભરી. ॥૧॥ સૂરિશિરોમણી જગ રાજે, જસુ સદ્ગુરૂ
સાહુરચણ છાજ; વડતાગચ્છ નાયક ગાજે, રત્નિ અરિયણ
કેરા દલમાજે. ॥૨॥ શાસ્ત્ર સકળ લઘુપણે જાણે, વળિદેવપ્ર-
ભાવે મેહ આણે; રાયરાણા જેહને પ્રણમે, પૂજ આગલિ હીચ-
ડે મદનાણે. ॥૩॥ સીખ લહી સદ્ગુરૂ પાસેં, ગ્રહી સંજમ
સમતા મનવાસે; ઉત્તમ લક્ષણ જસુ તનુ ભાસે, નર નારી
ગુણ ગાવે રાસે. ॥૪॥ ગુજ્જર મરૂ માલવદેશેં, પ્રતિબોધ્યા

ભવિગણ ઉપદેશે; કુમતિ મિથ્યાત્વ ન રહે લેશે, . . . ચ સૂધાસમ બેસે. ॥૫॥ નયર જેશાણે અનુક્રમે આવે, અણશણ સુરની ગતિ પાવે; સંઘ મિલી પગલાં હવે જાત્રા દિશોદિશથી આવે. ॥૬॥ પૂજ થુભ ભલી મહિમા . . સેવક ઘર કમલા કેલિ કરે; પરધન પૂન્ય ભંડાર ભરે; . શાંતિ ચિહુદિશિ કાજ સરે. ॥૭॥ અતુર અરતી રોગ શે. સમે, ભય સાત સહિ તતકાલ ગમે; અડવી પડયાં જે પૂજજી નમે. તે કુશલ કલ્યાણે પથ ક્રમે. ॥૮॥ જે ગુરૂચરણ કમલ ધ્યાવે, સુતવંછે તે નર સુત પાવે; અષ્ટમહાસિદ્ધિ ઘર લાવે, દુખસાયર ઉતરિ તટ જાવે. ॥૯॥ વયર વિરોધ સંતાપ ટલે ગુરૂ સમર્યાં વેરીના માન ગલે; નવિ . ત ન . ત પિશાચ છલે અગોચર ભંડા જાય વિલે ॥ . ॥ નયર જેશાણે શોભા સુણી, વલિ નાગોર બીકાનેર . જા ધણી; સાનિધ કરો પૂજજી સંઘ ભણી; મુનિમેઘ . જ ભાગે સુખ લાભ ગણી. ॥૧૧॥

શ્રીપૂજ્યાઃ પાર્શ્વચંદ્રા જિનપતિ સદશા માર્ગદઃ માર્ગસંસ્થાઃ, શુદ્ધાચાઃ યતીશા વ્રતસમતિરના જ્ઞાનદા જ્ઞાનવંતઃ દૃષ્ટાવતાન્મૃત્યુલોકે નૃપસુરમહિતા વંદનાર્થં સુરેન્દ્રૈઃ રાહુતાઃ સ્વર્ગ લોકે ભવભયહરણા શાંતિ . મે ભવંતુ. ॥૧૨॥ ઇ તસ્તુતિઃ

## श्लोक.

उदय शिखरि चंद्राः, सद्गु चोम्भोधि चंद्राः;
सुकृत कुमुद चंद्राः, ध्वांत विध्वंश चंद्राः ॥
कुमत नलिन चंद्राः, कीर्ति विख्यात चंद्राः;
प्रमद जनन चंद्राः, श्रेयसे पार्श्वचंद्राः. ॥१॥



## અથસૂતક વિચાર.

જેહને ઘરે પુત્ર જન્મ થાયે તેહને ૧૦ દિન સૂતક, પુત્રી મનો ૧૧ દિન સૂતક જાણવો, મૃત્યુ ઘરનો સૂતક બાર દિસનો, તેને ઘરે સાધુ આહાર વોહરે નહીં, તેહના ઘરનો જલ તથા અગ્નિથી જિન પૂજા થાયે નહિ તેમ શ્રાવકને કલ્પે નહી. એમ નિશીથ ચૂર્ણિમાંહે કહયો છે, નિશીથ મેં ૧૬ મે ઊદ્દેશેં, જન્મ તથા મરણનો ઘર દુગંછનીક જાણવો, વલી વ્યવહાર ભાષ્યમાં મલય ગિરિજી કૃત ટીકામાં કહયો છે, જન્મનો સૂતક ૧૦ દિવસનો, વિચાર સાર પ્રકરણમાં કહયો છે. પ્રસુતા સ્ત્રી એક માસ સુધી પ્રતિમાદિકનું દર્શન કરે નહીં દિન ૪૦ સુધિ જિન પૂજા કરે નહી, તેના ઘરનો આહાર પાણીદિન ૪૦ સુધિ ન લીયે જેહના ઘરે જન્મ તથા મરણનો સૂતક થાયે તેહના ઘરના જિમવા વાલાને ૧૨ દિન જિનપૂજા મૃતકના અડકનારાને ૧૬ પહોર લગે જિન પૂજાદિ નં થાય મૃતકને કાંધ દેવાવલાનેસૂતક ૨૪ પહોર લગે જિનપૂજાદિ ન કરે, ન કરવી. વેસનાં પાલટનહારાને ૮ પોહોર સૂતકટાલેપછે પૂજાદિ કરે, બીજા ગ્રંથાંતરે કહ્યો છે; જન્મનો સૂતક ૧૦ દિનનો, જન્મના સ્થાને માસ એકનો સૂતક. ઘરના ગોત્રીને ૫ દિવસનો સૂતક ટાલે, જન્મ જે દિવસે થયો તેહીજ દિને મરે તથા દેશાંતરે મરે તો ૧ દિવસનોં સૂતક, વળી જેહ નાઘરે દાશ દાશીનો જન્મ મરણથાયે તો એક બે ત્રણ દિવસ

નો સૂતક, જેહના ઘરે આઠ વરસને માંહે પુત્ર તથા પુત્રી મરણ થાય તો દિન ૮ સૂતક કહયો છે, એમ જન્મ મરણ સૂતક ગ્રંથથી જાણવો, વિચાર સાર પ્રકરણમાં ઋતુવંતી સ્ત્રી ૩ દિન લગે ભાંડાદિકને અડકે નહી, ચાર દીવસ સુધી પ્રતિક્રમણાદિ ન કરે, તપસ્યા કરે તો તે લેખે લાગે, દિન ૫ પછે જિન પુજા કરે, અને જો સ્ત્રીને રોગાદિકને કારણથી ૩ દિન ૨૪ પોહોર ઓલંઘ્યા પછે વલી રૂધીર દેખવામાં આવે તો તેહનો દોષ નહી, વિવેક કરી પવિત્ર થઇ પ્રતિમાદિક જિન દર્શન અગ્ર પૂજાદિક કરે, મુનિરાજને પડિલાભે, જિન પ્રતિમાનો અંગ પૂજા ન કરે, એમ સિદ્ધાંતોમાં કહયો છે, જેહનાં ઘરને વિષે ઘોડા તથા ઊંટ તથા ભેંસાદિ તેના જન્મનો સૂતક એક દિવસનો, ગાય ભેંસાદિ તીર્યંચનો મૃત્યુ થાયે તો, ઘરમાં તેનો કલેવર જેટલો વખત રહે ત્યાં સુધિ સૂતક, જેહને જેટલા મહિનાનો ગર્ભ પડે તેને તેટલા દિવસનો સૂતક, ભેંસ વિહાયનો તેનું દુધ ૧૫ દીવસ સુધિ અશુદ્ધ, ગાય વિહાય તેનુ દુધ ૧૦ દિન અશુદ્ધ, બકરીના દુધ આઠ દિવસ અશુદ્ધ, ગૌ મુત્ર માંહે ચોવિસ પોહોરે સમુર્છિમ જીવ ઉપજે, ભેંસનાં મુત્ર માંહે સોલ પોહોરે સમુર્છિમ જીવ ઉપજે, બકરીના મુત્રમાં બાર પહોરે સમુર્છિમ જીવ ઉપજે, ગાડરના મુત્રમાં આઠ પહોરે સમુર્છિમ જીવ ઉપજે, ઇતિ સૂતક વિચાર.

# શ્રાવક શ્રાવિકાને જીવદયા માટે હિત શિક્ષા.

૧ પ્રાતમાં ઉઠીને પ્રથમ પુંજણી વડે ચુલો, પાણીઆરૂં. ઘંટી, ખાંડણીઓ પાણીનાં ઠામોની ઉતરેડ છાસવલોવવાના જગ્યા વાસણ કુસણ વિગેરે પુંજવું અને પછી બીજું કામ કરવું.

૨ સાવરણી સુકોમલ રાખવી અને તેનાવડે પણ ઝાપટ દેતાં બહુજ વિચાર રાખવો—પ્રથમ નજરે જોઇ પછી ઝાપટ દેવી.

૩ પાણી ગળવામાં પૂરી ચતુરાઇ વાપરવી, ઉતાવળ કરવી નહિ. સંખારો ઢુંપાળા દેવા નહિ સંખારાવાળું વસ્ત્ર બરાબર સાફ કરી તે પાણી જળાશયમાં નખાવવું. પણ સંખારો સુકવવો નહિ

૪ વાસણો તે માટીનાં અથવા ધાતુના લાકડા તથા છાણાં વિગેરે તમામ નજરે જોઇ યતનાથી પુંજીપરમાજી વાપરવા.

૫ ઘી, તેલ, દુધ, છાસ વિગેરે પ્રવાહી પદાર્થ બધાં ગળીનેજ વાપરવા, દરેક ચીજની ગળણિ જુદી જુદી રાખવી દુધ ગાયો, ભેંસો દોહ્યા પછી તરત ગળી કાઢવું, માખણપણ તરત ઉષ્ણ કરવું. આટો ચાળીનેજ વાપરવો. પ્રથમ ચાળેલો હોય છતાં વાપરતી વખતે અવશ્ય ચાળવો.

૬ ધાન્ય જીવાકુળ કરવા દેવું નહિ અને કદાચિત્ જીવો

પડે તો તરતજ દુરસ્ત કરવું, તેમાંથી નિકળેલા
યતના કરવી, ધાન્ય સળેલ આવ્યું હોય તો તે પા
મોકલવું પણ વાપરવું નહિ.

૭ ખાટલા, ગોદડાં, ગાડલામાં માંકડ પડવા દેવા નહિ-હમેશાં સાવધાનથી તડકે સૂકવવાં પણ જો માંકડ પડેલ હોય તો ઘોકડો લઇને ખખેરવા નહિ અને તડકે પણ નાંખવા નહિ.

૮ સંમુર્છિમ મનુષ્ય પંચેંદ્રિય જીવો ૧૪ સ્થાનકે ઉપજે છે તે સારી રીતે સમજીને ધારી રાખવા જેથી તે જીવોની ઉત્પત્તિને વિરાધના અટકાવી શકાય.

૯ પેશાબની ખાળો વિગેરેની સ્થિતિ સમુર્છિમ જીવો ન ઉપજે તેવી રાખવી, એંઠવાડ રાખી મૂકવો નહિ જલદી જનાવરને પાઇ દેવો. જ્યાં ત્યાં થુંક બળખો નાકનું લીંટ વિગેરે ન નાખતાં રક્ષા કે ધુળમાં નાંખવું. અથવા તેના વડે તરતજ ઢાંકી દેવું કે જેથી તેમાં પડીને કે ચોંટીને બીજા જીવોનો વિનાશ ન થાય. ઉલટી થઇ હોય તો તે તરત રક્ષા વડે ઢાંકી દેવી એમ હંમેશાં સાવચેતી રાખવી.

૧૦ ઘરમાં સર્વત્ર જેમ બને તેમ સ્વચ્છતા વધારે રાખવી જ્યાં સ્વચ્છતા હોય છે ત્યાં સંમુર્છિમ જીવોની ઉત્પત્તિ થતી નથી.

રાત્રે રાંધી રાત્રે ખાવું કે દિવસે રાંધી રાત્રે ખાવું એ શ્રાવકનો આચાર નથી, માટે વાસી અન્ન ખાવાની કે રાખવાની ટેવ પાડવી નહિ, અને બાળકોને પણ ટેવ પડાવવી નહિ.

૧૨ બોળ અથાણું–જેમાં પાણીનું ભાગ રહેતું હોય અને તેલ સાથે મળેલું હોય એવું ખાવું નહિ, અને ગાજર વિગેરે અનંત કાયનું અથાણું કરવું નહિ, અને કોઇને પણ કરવા દેવું નહિ.

૧૩ ટાઢા–ઉના કર્યાં સિવાયના દુધ દહિં કે છાશ સાથે દ્વીદળ–કઠોલ પદાર્થ ખાવો નહિ અને ઘરમાં પણ બધાને સમજાવી ખાવા દેવો નહિ, કઢી કરવી હોય ત્યારે પ્રથમ છાશ ઉની કરી અને મઠ તથા ચણાના લોટ સાથે મિશ્ર કરવું.

૧૪ કંદમૂળનું શાક પોતે ખાવું નહિ કેમકે તેમનામાં અનંતા જીવો રહેલા છે માટે બાવીશ અભક્ષ તથા બત્રીશ અનંતકાય હમેશાં વર્જવા.

૧૫ બીડી, ચલમ, હોકો, ભાંગ ગાંજો વિગેરે ડાહ્યા પુરૂષોએ પીવા નહિ કેમકે છાતીના દરદનું મૂળ કારણ છે; અને બીજી હિંસા થાય માટે ત્યાગ કરવું.

૧૬ દારૂ, માંસ, મધ માખણ એ ચાર મહા વિગય કહેવાય

છે ભગવાને એમાં ઘણી હિંસા કહી છે, માટે
ત્યાગજ કરવું.

૧૭ ઉગાડે મુખે ધર્મનું પુસ્તક વાંચવું નહિ અપવિત્ર તથા શરીર હોય ત્યારે દેવ દર્શન ગુરૂવંદન ધર્મ વિગેરે કાંઈ કરવું નહિ.

૧૮ હમેશાં નિચે દ્રષ્ટિ રાખી ચાલવું જેથી જીવજયણા થાય. બેસવું હોય ત્યારે પુંજી પ્રમાર્જિને બેસવું, જાણી ગણી સ્ત્રી પુરૂષોએ આ બાબતો ખાસ ધ્યાનમાં રાખવી, ઘરમાં કામકાજ કરનારા નોકરો હોય તોપણ જીવદયાને લગતા ઉપરના કામ ઉપર તો ખાસ પોતેજ ધ્યાન આપવું જોઇએ. ડાહ્યા ગણતા હોય અને ઉપરની બાબતો પર ઉપેક્ષા રાખે તો જીવ હિંસાના ભાગીદાર થવાય માટે અવશ્ય લક્ષ રાખવું એવી ભલામણ છે.



# પ્રશ્નોત્તર.

પ્રશ્ન:—દેવ કોને કહીએ ?

ઉત્તરઃ-રાગ, દ્વેષ અને મોહથી જે તદ્દન નિરાલા હોય તથા અઢાર દોષોથી જે રહિત હોય તે દેવ કહેવાય.

૨ પ્ર૦:-ગુરૂ કોને કહેવા ?

ઉ૦:-પંચ મહાવ્રતના ધારક, પંચાચારના પાલક, કંચન-કામિનીના ત્યાગી, શુદ્ધ પ્રરૂપક, ગુરૂકુલ વાસી હોય તે ગુરૂ.

૩ પ્ર૦- ધર્મનું સ્વરૂપ શું ?

ઉ૦-કેવલી ભગવંતના ભાખેલા નવ તત્વાદિક પદાર્થોનું જેમાં સત્ય સ્વરૂપ બતાવવામાં આવેલ છે, આજ્ઞાસહિત દયામયમ્તે ધર્મ.

૪ પ્ર૦—સામાયિક પ્રતિક્રમણ અને પૌષધનું સ્વરૂપ શું ?

ઉ૦—શત્રુ મિત્રપર સમભાવ રૂપ જે સ્વગુણ તેનો જેનાથી લાભ થાય તે સામાયિક કહેવાય, લાગેલા દોષોથી ગુરૂ પાસે આલોવીને પાછું હઠવું તે પ્રતિક્રમણ અને નિરંતર ધર્મની પુષ્ટિ કરનાર તે પૌષધ.

૫ પ્ર૦—પાક્ષિક, ચઉમાસિ અને સંવત્સરી પ્રતિક્રમણ કયા દિવસે થાય ?

ઉ૦-દરેક ચતુર્દશીએ પખ્ખી પ્રતિક્રમણ, આષાઢ. કાર્તક, ફાગણની પૂર્ણિમાના દિવસે ચઉમાસી પ્રતિક્રમણ થાય તથા ભાદરવા સુદ પાંચમના દિવસે સવત્સરી પ્રતિક્રમણ થાય.

૬ પ્ર૦ તીર્થ કોને કહેવાય ?

ઉ૦-જે આપણને તારે અથવા જેનાથી તરીને પાર પામી શકાય તે તીર્થ.

૭ પ્ર૦—તે તીર્થના ભેદ કેટલા છે ?

ઉ૦—દ્રવ્ય અને ભાવતીર્થ, લૌકિક અનેલોકોત્તર તીર્થ, તથા સ્થાવર અને જંગમતીર્થ.

૮ પ્ર૦-તે તીર્થના ભેદનો સામાન્ય અર્થ શો ?

ઉ૦-ઉપયોગ રહિત તે દ્રવ્ય તીર્થ, ઉપયોગ સહિત તે તીર્થ, સામાન્ય લોક સંમત તે લૌકિક, સર્વજ્ઞ સર્વ-સંમત તે લોકોત્તર તીર્થ, તથા એકજ સ્થને સ્થિર ર શત્રુંજય ગિરનાર પ્રમુખ સ્થાવર, તેમજ સર્વજ્ઞ પ્રભુ-આજ્ઞાનુસાર સ્વ સ્વ ઉચિત મર્યાદા મુજબ ચાલનારા સાધુ સાધ્વી, શ્રાવક અને શ્રાવિકા રૂપ જે ચતુર્વિધ સંઘ અથવા ગૌતમાદિ ગણધર પ્રમુખ તે જંગમ તીર્થ.

૯ પ્ર૦-લોકોત્તર સ્થાવર જંગમ તીર્થની સેવા ભક્તિ શા માટે કરવી?

ઉ૦-જન્મ મરણના દુઃખરૂપ જલથી ભરેલા ભવ સાગરનો પાર પામવા, અનાદિ જડતા, અજ્ઞાન મિથ્યાત્વ અને કષાયાદિક દોષોને દૂર કરવા સદ્ભાવના યોગે વીર્યોલ્લાસ વડે નિર્મલ જ્ઞાન, દર્શન અને ચારિત્ર અથવા શ્રદ્ધા સ્થિરતાદિક સદ્ગુણો પ્રાપ્ત કરવા અર્થાત્ પશુ જેવી ક્ષુદ્ર વૃત્તિને તજી મનુષ્યતા આદરી સદ્ભાવના મય દીવ્ય જીવનનો અનુભવ કરવા માટે.

૧૦ પ્ર૦ પશુ જેવી સ્વાર્થ અધવૃત્તિ કોને કહેવી !

ઉ૦ જેથી જીવની અવનતિ કે અધોદશા થાય એવા હિંસા. અસત્ય, ચોરી, મૈથુન, અને દ્રવ્ય મૂર્ચ્છાદિક પાપ સ્થાનકો વડે આત્માને મલીન કરવો તે.

૧૧ પ્ર૦ ખરૂં મનુષ્યત્વ કોને કહેવું ?

ઉ૦ નિર્મળ જ્ઞાન પ્રકાશયોગે, પશુવૃત્તિ તજી અહિંસા, સત્ય અચાૈર્ય, બ્રહ્મચર્ય અને નિઃસ્પૃહતાદિક ઉત્તમ વ્રતોનું યથાર્થ પાલન કરવાવડે અનાદિથી અવરાયેલી સ્વશ્રદ્ધા, જ્ઞાનાદિક સમૃદ્ધિ પ્રાપ્ત કરી લેવા ધૈર્ય અને ખંતથી અડગ પ્રયત્ન કરવા તદનુકૂળ વૃતિનું સેવન કરવું તે.

પ્ર૦ સદ્ભાવના કઈ કઈ છે ?

ઉ૦ મૈત્રી, પ્રમોદ કરૂણા અને માધ્યસ્થ્ય.

પ્ર૦ નિર્દોષ દીવ્ય જીવન કોને કહેવું ?

ઉ૦ સદ્ભાવનાંયોગે સ્વહૃદયની વિશુદ્ધિથી સ્વયોગ્યતાનુસાર સર્વજ્ઞ કથિત માર્ગના યથાર્થ પાલન વડે સ્વજીવનની સાર્થકતા કરવી તે.

૧૪ પ્ર૦ શત્રુંજય, ગીરનાર પ્રમુખ પવિત્ર તીર્થ સ્થળની યાત્રા કરવા જવાનું પ્રયોજન શું ?

ઉ૦ આધિ, વ્યાધિ અને ઉપાધિરૂપ અનેક વિધ સાંસારિક તાપ શમાવવા એટલે ખરી શાંતિ મેળવવા માટે.

૧૫ પ્ર૦ નિર્મળજ્ઞાન, શ્રદ્ધા અને ચારિત્ર સંપન્ન સંત મહંતોની સેવા ભકિત કે સમાગમ કરવાનું પ્રયોજન શું ?

ઉ૦ જન્મ, જરા, મરણ સંબંધી અનંત દુઃખથી પ્રતિતપ્ત આત્માને તેમાંથી મુક્ત થવાનો ખરો માર્ગ એવા નિરાગી, નિસ્પૃહી, ત્યાગી જ્ઞાની પુરૂષોના સંસર્ગથીજ મલવાનો સંભવ હોવાથી અક્ષય સુખના અર્થીજનો તેવા મહા પુરૂષોની સેવા ભકિત ને સમાગમ એક નિષ્ઠાથી કરે છે.

૧૬ પ્ર૦ સર્વથા રાગ દ્વેષરહિત વીતરાગ દેવની સેવા ભક્તિ શા માટે કરવી ?

ઉ૦ અનંત જન્મ મરણને આપનારા આપણામાં જડઘાલીને રહેલા રાગદ્વેષ મોહાદિક મહા દોષોને નિર્મૂલ કરવા માટે.

૧૭ પ્ર૦ રાગ દ્વેષરહિત વીતરાગવડે નિગ્રહ કે અનુગ્રહ શી રીતે થઈ શકે ?

ઉ૦ જો કે વીતરાગ દેવ સાક્ષાત્ અનુગ્રહ કે નિગ્રહ કરતા નથી. પરંતુ જેમ ચિંતામણી રત્ન કામકુંભ, કલ્પવૃક્ષ

અને કામધેનુ પ્રમુખની સેવા સફળ થાય છે, તેમ વીત-
રાગ પરમાત્માની સેવા ભકિત પણ ભવ્યાત્માઓને ફા-
યદા કારક થાય છે અને તેનો અનાદર કરનાર દુરાત્મા-
ઓને નુકશાનકારક પણ થાય છે. ચિંતામણિ પ્રમુખ જડ
અને અચેતન છતાં જેમ યથાવિધિ સેવનારને ચિંતિત
ફળ આપે છે અને અગ્નિ પ્રમુખ અવિધિ સેવનથી
બાળે છે, તેમ પ્રભુભક્તિ અભક્તિ કરનારને પણ આડ-
કતરી રીતે અનુક્રમે અનુગ્રહ કે નિગ્રહ થાયજ છે.

૧૮ પ્ર૦ શંત્રુજયાદિક તીર્થોની સેવાની સાર્થકતા શી રીતે
સમજવી !

ઉ૦ એ પવિત્ર તીર્થનું આલંબન લઇ વિશુદ્ધ લેશ્યા પરિણા-
મથી અનશનાદિક વડે પૂર્વે સિદ્ધિ પદને પામેલા તીર્થં-
કરાદિકના અનંત જ્ઞાનાદિક ગુણે નું ચિંતવન કરીને તેમજ
અત્યારે વિદ્યમાન સંત મહંતાદિક મહાશયોની સેવા ભકિત
બહુ માનાદિક વડે આત્મ સ્થિરતા રમણતા સમાધિયોગે.

૧૯ પ્ર૦ જીવને કર્મ સંબંધી કરજ તથા કર્મજનિત ભાવ દરિદ્ર-
પણું શી રીતે ટળે?

ઉ૦ રાગ દ્વેષ અને મોહવશ પડેલા જીવને દેવું અને દરિદ્રપણું
વાસ્તવિક રીતે વધતાજ જાય છે. તે તો રત્નત્રયીની પ્રા-
પ્તિ વડેજ ટળી શકે. તે એવી રીતે કે, દર્શન—સમકિત
ગુણ પ્રાપ્ત થવાથી દ્વેષ ભાવ ટળે અને સમભાવ પ્રગટે,
એથી સમ્યક્જ્ઞાનનો પ્રકાશ થાય, તે વડે પર વસ્તુ ઉ-
પરનો મોહ ઘટે, વૈરાગ્ય પ્રગટે અને ચારિત્ર ગુણની
પ્રાપ્તિ થઇ શકે, તેથી રાગદ્વેષ અને મોહ જનિત દેવું
અને દરિદ્રપણું વાસ્તવિક રીતે દૂર થઇ શકે.

૨૦ પ્ર૦ મોહરાજાનો મૂલમંત્ર કયો ?

ઉ૦ હું અને મારૂં. એ મોહનો મૂલમંત્ર છે, તેથીજ મૂઢ જનો અહંતા અને મમતા કરીને મરે છે, વારંવાર કદર્થના પામે છે અને પોતાના સહજ સ્વાભાવિક સ્વરૂપને પામી શકતા નથી.

૨૧ પ્ર૦ મોહનોજ પરાભવ કરવા સમર્થ પ્રતિમંત્ર કયો ?

ઉ૦ 'નેતિ નેતિ' નહિ હું અને નહિ મારૂં, એવી દ્રઢ માન્યતા ભર્યા આચરણથી મોહનો મદ ગળીજાય છે, અને શુદ્ધ બુદ્ધ ઠેકાણે આવતાં આત્મા નિર્મળ થાય છે, વાસ્તવિક રીતે તો રાગદ્વેષ મોહાદિક વિકારરહિત શુદ્ધ આત્મા તેજ હું અને શુદ્ધ જ્ઞાનાદિક ધનજ મારૂં લેખવા યોગ્ય છે–તે સિવાય બીજો કોઇ હું—એ નથી, તેમજ બીજું કશું મારૂં નથી એજ મોહનો નાશ પરાભવ કરવા સમર્થ પ્રતિમંત્ર સમજવાનો છે.

૨૨ પ્ર૦ જીવ અષ્ટકર્મ વર્ગણાદલિક કેવી રીતે વ્હેંચી આઠે કર્મમાં આપે છે, કોને ન્યુન સરખાં કે અધિક આપે છે ?

ઉ૦ સમય સમય જીવ જે કર્મ વર્ગણાઓ ગ્રહે છે, તે આઠે કર્મને વિભાગે વ્હેંચાઈ જાય છે. તે આ પ્રમાણે=સર્વથી થોડા દલ આયુ કર્મને, તેથી વિશેષાધિક પણ સરખી રીતે નામ અને ગોત્ર કર્મને, તેથી વિશેષાધિક પણ સરખી રીતે જ્ઞાનાવરણીય, દર્શનાવરણીય અને અંતરાયકર્મને તેથી સંખ્યાત ગુણાધિક મોહનીયકર્મને, તેથી અધિક વેદનીયકર્મને કેમકે વેદનીય વિપાક જીવને થોડા દલે પ્રગટપણે જણાય નહિ. એ અધિકાર શ્રી ભગવતી સૂત્રમાં છે. સર્વથી ઓછો દલ આયુકર્મને અને સહુથી વધારે વેદનીયને વ્હેંચાઇ જતા જાણવા. કોઈ કોઇ કર્મને સરખાં પણ બાંય છે.

૨૩ પ્ર૦ અભિસંધીજ અને અનભિસંધિજ આત્મવીર્ય શું ?

ઉ૦ ઉપયોગ પુર્વક આત્મવીર્ય ફોરવવું તે અભિસંધીજ અને અનુપયોગ એટલે ઉપયોગ રહીત આત્મવીર્ય ફોરવવું તે અનભિસંધી જ.

૨૪ પ્ર૦ સમ્યકૃત્વ મોહનીય તે કોણ અને કેવી રીતે વેદે ?

ઉ૦ ક્ષાયોપસમીક સમકિતવંતને સમ્યકૃત્વ મોહનીયનો ઉદય હોય પણ ઉપસમ અને ક્ષાયિક સમકિવંતને તેનો ઉદય ન હોય. ઉપસમ સમકિતવંતને તે સત્તામાં હોય. ક્ષાયિક વાળાએ તે નિરમૂલ કરેલ હોય. જિન પ્રણીત સુક્ષ્માર્થ ભાવ મધ્યે મુંઝાય તે સમ્યકત્વ મોહનીયનું લક્ષણ જાણવું.

૨૫ પ્ર૦ બાવીશ પરિસહોમાં કયા પરિસહો અનુકૂલ અને કયા પ્રતિકૂલ હોય ?

ઉ૦ સ્રી અને સત્કાર પરિસહ અનુકૂલ અને બાકીનાં પ્રતિકૂલ પરિસહો છે.

૨૬ પ્ર૦ ઉપસર્ગ અને પરિસહોમાં શો તફાવત છે ?

ઉ૦ ઉપસર્ગ તે આત્મકર્મજનિત અને પરિસહ તે પર-નિમિત્તજન્ય, તે પણ અનુકૂલ અને પ્રતિકૂલ બંને પ્રકારના હોય શકે.

૨૭ પ્ર૦ વકતાના તથા શ્રોતાના ચઉદ ચઉદ ગુણો કયા કયા છે ?

ઉ૦ વક્તાના ચઉદ ગુણો આ રીતે છે ? આગમોક્ત સોલ બોલના જાણ ૨ શાસ્રાર્થ વિસ્તાર રૂચિ ૩ વચન પટુતા એ વાણીની કુશલતા ૪ સમય સુચકતા ૫ સત્ય પ્રિયતા ૬ શ્રોતાના સંસય છેદી ૭ બહુશ્રુત ગીતાર્થ ઉપયોગવંત ૮ અર્થને વિસ્તારી સંક્ષેપિજાણે ૯ વ્યાકરણ દોષ વગરની સભ્યભાષા બોલે ૧૦ વાણીથી સભાને રીઝવે ૧૧ શ્રોતાને રંગ ઉપજાવે ૧૨ પ્રશ્ન ઉપજાવી તેનું પોતે સમાધાન

કરે ૧૩ મદ—અહંકાર રહીત ૧૪ ક્ષમાસંતોષાદિક ધ-
ર્મવંત, હવે શ્રોતાના ચઉદ ગુણો આ રીતે છે.

૧ ભકિતવંત ૨ પ્રિયભાષી ૩ નિરભિમાની ૪ શાસ્ત્ર શ્રવણ રૂચિ ૫ ચપલતા રહિત એક ચિત્તે સાભળીને ધારે ૬ સાંભલ્યા મુજબ બરાબર કહી દેખાડે તેવી સ્મરણ શકિત વાળો ૭ પ્રશ્ન કરવા—પુછવામાં કુશલ ૮ વિસ્તારિક શાસ્ત્રાર્થ રહસ્ય સમજી શકે એવો ૯ ધર્મ કાયમાં પ્ર-માદ રહિત ૧૦ ધર્મ શાસ્ત્ર સાંભલતાં નિદ્રાદિક દોષ તજી સાવધાન રહેનાર ૧૧ તત્વબુધિવંત ૧૨ દાતાર ૧૩ ધર્મ સાંભલનાર ઉપર પ્રેમ રાખી તેની પ્રસંસા કરનાર ૧૪ નિંદ્રાવિકથા વાદ વિવાદ કદાગ્રહ મમતાદિક દોષ રહિત વિનયી તથા (કુશલ) સુશીલ.

૨૮ પ્ર૦—છકાય તથા પાંચેંદ્રિયના નામ ગોત્ર સમજાવશો.

ઉ૦—ઇંદિકાય, એટલે પૃથ્વીકાય; ૨. ખિંબકાય,— અપકાય, ૩. સિપિકાય,—તેઉકાય, ૪. સુમતિકાય,—વાઉકાય, ૫. પાયકાય.— વનસ્પતિકાય, ૬ જંગમકાય —ત્રસકાય, છકાયનાં નામ ગોત્ર જાણવા, ૧ ખેચરી—શ્રોત્રેંદ્રિય. ભૂચરિ—ચક્ષુરિંદ્રિય, ૩ ગો-ચરી—ઘ્રાણેંદ્રિય, ૪ ચરચરી—રસનેંદ્રિય, ૫ અગોચરી—સ્પર્શનેંદ્રિ, એ પંચેંદ્રિના નામ ગોત્ર જાણવા.

૨૯ પ્ર૦ સંસારમાં ભવ્ય અભવ્યાદિ ત્રણ પ્રકારના જીવ કહ્યા છે. તેનું સ્વરૂપ દ્રષ્ટાંતથી સમજાવશો !

ઉ૦ ૧ ભવ્ય ૨ અભવ્ય અને ૩ ભવ્યાભવ્ય અથવા જાતિ—ભવ્ય એ રીતે ત્રણ પ્રકારના જીવ કહ્યા છે તેમાં ભવ્ય જીવ ત્રણ પ્રકારે સમજવા યોગ્ય છે ૧ નિકટ ભવી ૨ મધ્યમ ભવિ અને ૩ દૂરભવી, તે મધ્યે નિકટ ભવિ તો સોહાગણ

સ્રી જેમ છ માસમાં સ્વપતિ સમાગમે ગર્ભ ધારણ કરી પુત્ર પ્રાપ્તિ રૂપ ફળ પામે છે તેમ સદ્ગુરૂ ઉપદેશ યોગે શુદ્ધ શ્રદ્ધા પામી શુદ્ધ ચારિત્ર પાળી તત્કાલ મોક્ષ ફલને પામે છે. બીજા મધ્યમભવિ થોડા-સંખ્યાના ભવમાં મોક્ષ પ્રાપ્તિ કરે છે. અને દૂરભવિ તો ભારે કર્મીપણાથી ઘણે કાળે, ઘણે કષ્ટે ઘણે ઉપદેશે ધર્મ પામી કર્મ ખપાવીને મોક્ષ ફળ મેળવી શકે છે. બીજા અભવ્ય જીવો વાંજણી સ્રી જેવા, ગમે તેટલી ધર્મ સામગ્રીનો યોગ થયા છતાં તથા પ્રકારની પાત્રતા કહો કે મોક્ષ ગમન યોગ્ય સ્વભાવ નહિ હોવાથી મોક્ષ રૂપ ફળની પ્રાપ્તિ કરી શકતાજ નથી ત્રીજા જાતિ ભવ્ય જીવો સત્તાયેં ભવ્ય સમાન યોગતા ધરાવે છે, છતાં તથા પ્રકારની ભવિતવ્યતાથી તે વ્યવહાર રાશીમાંજ આવવા પામતા નથી, અવ્યવહાર રાશીમાંજ ફરયા કરે છે એવા જીવો પણ અનંતા છે. તેવા જીવો બાળ વિધવા સમાન સમજવા, જેમ તેને પતિનો યોગ નહિ થવાથી પોતાનાંમાં પુત્ર પ્રાપ્તિ યોગ્ય યોગ્યતા હોવા છતાં પુત્ર પ્રાપ્તિ થઈ શકતી નથી તેમ જાતિ ભવ્ય જીવો પણ મોક્ષ ફલ પામી શકતા નથી એ રીતે ત્રણ પ્રકારના જીવ આશ્રી ફલવિભાગ સહેતુક સમજવા યોગછે.

૩૦ પ્ર૦ અંતર્મૂહુર્ત કોને કહીયે ?

ઉ૦ નવ સમયથી માંડીને મૂહુર્ત (બે ઘડી) માં એક સમય ન્યુન પર્યન્ત વચલો બધો વખત (નાનું મોટું) અંત મૂર્હુત કહેવાય,

૩૧ પ્ર૦ જાતિ સ્મરણ જ્ઞાનનું સ્વરૂપ અને માન શું ?

ઉ૦ ભવાંતરમાં અનુભવેલી વસ્તુનું તેવું કઈ દેખીને કે સાંભળીને તથા પ્રકારના ક્ષયોપશયને લઈને સ્મરણ થઈ

આવે તેજઘન્યથી ૧–૨–૩ ભવ સુધીનું, મધ્યમ ૪–૫–૬ અને ઉત્કૃષ્ટ ૯ ભવ સુધીનું જાતિ સ્મરણ જાણવું.

૩૨ પ્ર૦ સમકિતની દશ રૂચિ કયી કયી કહી છે?

ઉ૦ ૧ નિસર્ગ રૂચિ (સહજ સ્વાભાવિક પ્રગટેલી રૂચિ) ૨ ઉપદેશ રૂચિ ૩ જ્ઞાન રૂચિ ૪ સૂત્ર રૂચિ ૫ બીજ રૂચિ અભિગમ રૂચિ ૭ વિસ્તાર રૂચિ ૮ ક્રિયા રૂચિ ૯ સંક્ષેપ રૂચિ ૧૦ ધર્મ રૂચિ.

૩૩ પ્ર૦ સમ્યકૃત્વનાં પાંચ લક્ષણુ કયાં કયાં છે?–સમ (ઉપસમ

ઉ૦ કષાયની શાંતિ) સવેગ (ભવ વૈરાગ્ય–ઉદાસીન પરીણામે) નિર્વેદ (મોક્ષ સુખ વગર ઇતર સુખની અનીચ્છા) અનુકંપા (દ્રવ્યા અને ભાવદયા) આસ્તિકતા–સર્વજ્ઞ વિતરાગનાં વચન એકાંત હિતકારી સમજી તેના ઉપર અચલ આસ્થા.

૩૪ પ્ર૦ ત્રણુ પ્રકારના આત્માનું સ્પષ્ટ લક્ષણુ શું?

ઉ૦ આ કાયાદિક જડ વસ્તુ ઉપર અતુલ મમતા–રાગ એ બહિરાત્માનું લક્ષણુ, સ્વપર જડ ચેતનનું યથાર્થ જાણુ પણું કરી કાયાદિક ચેષ્ટામાં કેવળ શાક્ષી ભાવ યા તટસ્થ રાખવી એ અંતરાત્માનું લક્ષણુ અને અતીંદ્રિય અનંત જ્ઞાનાદિક ગુણુ રત્નોનો શાક્ષાત્ અનુભવ કરવો તે પરમાત્માનું લક્ષણુ જાણવું.

૩૫ પ્ર૦ બંધ ઉદય અને સત્તાગત કર્મને શી રીતે નિવારાય?

ઉ૦ ઇંદ્રિય કષાયાદિકને કબજે રાખવા રૂપ સંજમ અથવા સંવર વડે નવો કર્મ બંધ થતો અટકે. પાંચ પ્રકારનાં સ્વાધ્યાય ધ્યાન વડે ઉદય કર્મ રોકાય–નિષ્ફળ થઈ જાય અને શુદ્ધ આત્મોપયોગે સત્તાગત કર્મનો ક્ષયં થઇ શકે.

૩૬ પ્ર૦ જ્ઞાનીને આશ્રવ સંવર રૂપે શી રીને પરિણમે છે?
ઉ૦ શુદ્ધ આત્મોપયોગે જે આસવાં તે પરિસ્રવા,

૩૭ પ્ર૦ બાદર (સ્થુલ) સચિત્ત જળ અને અગ્નિ ઉપર કયાં સુધીછે?
ઉ૦ જલ બારમાં દેવ લોક સુધી ઉપર છે. અને અગ્નિ આ મનુષ્ય લોકરૂપ અઢી દ્વીપમાં અને મેરૂ પર્વતની ચુલિકા સુધી ઉંચે છે.

૩૮ પ્ર૦ શ્રી યુગ પ્રધાન આચાર્યનાં ખાસ લક્ષણ કયા હોય છે?
ઉ૦ જેમના વસ્ત્રમાં જૂં ન પડે રાષ્ટ્ર—દેશ ભંગ ન થાય, દેશ ચિંતા ન ઉપજે (નીચ પરચક્ર રાજભય ન ઉપજે) તથા અઢી જોજન પ્રમાણ ચોતરફ મહા મારી પ્રમુખ ઈતિ ઉપદ્રવો ન ઉપજે તેવા લક્ષણવાળા આચાર્ય એકાવતારી હોય તે.

૩૯ પ્ર૦ ભાવના અને અધ્યાત્મ શબ્દનું હૃદય શું છે?
ઉ૦ આત્માને ભાવે—વૈરાગ્ય વાસિત કરે છે તે ભાવના અને એક આત્માનેજ (આત્મ કલ્યાણનેજ) લક્ષી જે વિશુદ્ધ મોહ વિકાર વગરની કરણી કરવામાં આવે તે અધ્યાત્મ.

૪૦ પ્ર૦ ઋષભાદિક તીર્થંકરોના માત પિતાની ગતિ શી થઇ?
ઉ૦ નાભિરાજા નાગકુમારમાં. પછીના આઠમા સુધીનાં પ્રભુના પતા બીજા (ઇશાન, દેવલોકમાં, પછીના સોળ સુધીના ત્રીજા દેવલોકમાં, અને પછીના ચોવીસ સુધીના ચોથા દેવલોકમાં ઉપજ્યા છે તથા પ્રથમના આઠ પ્રભુની માતાઓ મોક્ષે ગઇ, પછીના નવથી સોળમા સુધીની માતાઓ ત્રીજા દેવલોકમાં અને બાકીની માતાઓ ચોથા દેવલોકમાં ઉત્પન્ન થયેલ જાણવી.

૪૧ પ્ર૦ ચાર પ્રકારની બુદ્ધિનું સ્વરૂપ કાંઈ સમજાવશો ?

ઉ૦ ઔત્પાતિકી બુદ્ધિના બળે રોહા કે અભય કુમારની પેઠે દીઠા કે સાંભળ્યા સીવાય સમય સૂચક કાર્ય કરી શકાય વૈનેયિકી બુદ્ધિ તે ગુરૂ મહારાજનો યથાર્થ વિનય કરી મેળવી શકાય છે અને તેના વડે ઇંગિત આકારાદિક વડે કોઈપણ માણસના મનના ભાવ સહજમાં કળી શકાય છે. કાર્મણિકી બુદ્ધિ વિજ્ઞાન કલા તથા વ્યાપારાદિકના દ્રઢ અભ્યાસ–પરિચયથી પ્રાપ્ત થાય છે. અને પારિણામીકી બુધ્ધિ વયની પરિપક્વતા યોગે થઇ શકે.

૪૨ પ્ર૦ અધ્યાત્મસારમાં ત્રણ પ્રકારના જીવ કહ્યા છે તે કયા ?

ઉ૦ ૧ ભવાનંદી તે મિથ્યા દ્રષ્ટિ જીવો, જેને ભવ–સંસાર મીઠો લાગે છે. ૨ પુદ્દગલાનંદી જીવો, જેને પુદ્દગલ મમતા હજી છુટતી નથી તે ચોથા પાંચમા ગુણ સ્થાનકે પણ વર્તતા હોય અને ૩ આત્માનંદી તે જ્ઞાન દર્શન તથા ચારિત્ર રૂપનિજ આત્મ સ્વભાવજ જેમને પ્યારો હોય તે સાધુનિગ્રંથ જાણવા.

૪૩ પ્ર૦ ત્રણ પ્રકારના વૈરાગ્યનું ટુંક સ્વરૂપ સમજાવશો ?

ઉ૦ ૧ દુઃખગર્ભિત વૈરાગ્ય તે સંસારમાં અનેક પ્રકારનાં દુઃખોથી પીડા પામતો છતો, જીવ પુન્યના પ્રભાવે. અનેક જીવોને સુખી થતા દેખી વિષય સુખથી વિરક્ત થઇ ધર્મ સન્મુખ થાય ખરો, પરંતુ તથા પ્રકારના સમ્યક્ જ્ઞાનની ખામીથી સુખ સામગ્રી મળતાં પ્રથમનો વૈરાગ્ય ફિક્કો પડી જતાં તે સુખશીલ. પણ બની જાય છે. પરંતુ જો સદ્દગુરૂ યોગે સદ્દબોધ પામી તેનામાં વિવેક કળા જાગે છે તોતે વૈરાગ્ય જ્ઞાન ગર્ભિત' થવા પામે છે. ૨

મોહગર્ભિત વૈરાગ્યવંત જીવ સ્ત્રી પુત્ર લક્ષ્મી પ્રમુખ વસ્તુના અભાવે સંસારથી કંટાળી તેથી વિરક્ત બને પણ અંતરની મોહ વાસના જાગતી-રહેતી હોવાથી અંતરમાં કશી શાંતિ વેદાય નહિ ૩ જ્ઞાનગર્ભિત વૈરાગ્યવાળો જીવ સંસારનો એકાંત ત્યાગી હોય લુખી વૃત્તિએ સંસારમાં રહે અને પૂર્ણ મોક્ષાભિલાષી તે.

૪૪ પ્ર૦ ચાર પ્રકારના સંસારી જીવોનું સ્વરૂપ સમજાવશો ?

ઉ૦ ૧ સઘનરાત્રી સમાન-એટલે જેમ ઘમઘોર ઘટા વડે આચ્છાદિત અમાવાસ્યાની રાત્રીમાં કશું સૂઝે નહિ. તેમ ગાઢ મિથ્યાત્વના ઉદયે જે જીવને કાંઈ પણ હિતાહિત સત્યા સત્ય, કે કૃત્યાકૃત્યની સૂઝ પડે નહિ તેવા ભવાભીનંદી મિથ્યા દ્દષ્ટિ જાણવા. ૨ અઘનરાત્રી સમાન એટલે મેઘ-વાદળ વિગરની રાત્રીમાં જેમ ઘટપટાદિક સૂઝે છે, તેમ મિથ્યાત્વની મંદતા વડે ધર્મ સન્મુખ થાય છે તેવા માર્ગાનુસારી જીવ જાણવા ૩ સઘન દિન સમાન એટલે મેઘાચ્છાદિત દિવસમાં ચોખ્ખી રાત્રી કરતાં ઘણું સ્પષ્ટ સૂઝે છે, તેમ દર્શન મોહનીયાદિકં કર્મનો ક્ષય ઉપસમ કે ક્ષયોપશમાદિક થવાથી આત્મ શાક્ષાત્કાર થતો જાય છે, તે સમક્તિ દ્રષ્ટિ ચતુર્થ ગુણ સ્થાનકથી બારમા ગુણ સ્થાનક સુધીના જીવો જાણવા અને ૪ અઘન દિનસમાન એટલે સર્વથા. મેઘાચ્છાદન રહિત ઉદિત સૂર્યવાળા દિવસે જેમ સંપૂર્ણ પદાર્થો સૂઝે છે તેમ મોહાદિક કર્મનો સર્વથા ક્ષય થવાથી. અને કેવળજ્ઞાન દર્શન પ્રગટ થવાથી જે સર્વ લોકાલોકના ભાવ સંપૂર્ણ જાણે તેવા નિરમળ આત્માઓ આ ચોથા પ્રકારના સમજવા.

૪૫ પ્ર૦ સંસારી જીવોને આઠ દ્રષ્ટીઓ કહી છે તેના નામ કહો.
ઉ૦–મિત્રા, તારા. બલા. દિપ્રા, સ્થિરા, કાંતા, પ્રભા, અને પરા, એ દરેક દ્રષ્ટિમાં અનુક્રમે એકમેકથી ચઢતો બોધ–પ્રકાશ થવા પામે છે તેનો વિસ્તાર અન્યત્ર કરેલો છે.

૪૬ પ્ર૦–યોગ અને કષાયવડે અનુક્રમે કેવા પ્રકારનો કર્મ બંધ પડે છે?
ઉ૦ કેવળ યોગની હીલચાલ વડે પ્રકૃતિ બંધ અને પ્રદેશ બંધ તથા કષાય વડે સ્થિતિ બંધ તથા અનુભાગબંધ નિપજે છે.

૪૭ પ્ર૦–દર્શનની અને ચારિત્રની ક્ષપકશ્રેણી કયા કયા ગુણ ઠાણાથી માંડે છે.
ઉ૦ દર્શનની શ્રેણિ ચોથા ગુણ ઠાણાથી અને ચારિત્રની ક્ષપક શ્રેણિ આઠમા ગુણ ઠાણાથી માંડે છે.

૪૮ પ્ર૦–સમ્યક્ દ્રષ્ટિને અને મિથ્યા દ્રષ્ટિને શુભાચાર તથા શુભોપયોગ શી રીતે હોય ?
ઉ૦ સમ્યક્ દ્રષ્ટિને શુભોપયોગ આચરણ રૂપે હોય, પણ આચરણ ન હોય તેને શુધ્ધોપયોગ હોય. મિથ્યાદ્રષ્ટિ ને શુભાચાર હોય પણ શુભોપયોગ ન હોય અશુધ્ધ ઉપયોગ હોય.

૪૯ પ્ર૦–સમકિત ગુણ પ્રગટ થતાં ખાર વેર ઝેર ટળે કેમ ?
ઉ૦ જ્ઞાનાદિક ગુણને ખેંચી લાવનાર સર્વોપરી સમ્યક્ત્વં ગુણ પ્રગટ થતાં ખાર ટળે સમ્યક્જ્ઞાન પ્રગટતાં વૈરભાવટળે અને મિથ્યાત્વ મોહ તથા ચારિત્ર મોહ ટળતાં ઝેરટળે. મુનિજનને છઠા ગુણ ઠાણાથી આગળ વધતાં વિષયરાગ ઉદયમાંથી ટળે, વિષય કષાય તથા ઉત્સુત્ર પ્રરૂપણાદિક દોષ દૂર થાય અને રાગદ્વેષાદિક નિર્મૂળ થતાં વીતરાગ પરમાત્મ દશા પ્રાપ્ત થાય.

૫૦ પ્ર૦ ઉદ્વેગતા અસ્થિરતા અશાતા અને આકુલતા એ ચાર દોષો જીવને શા કારણથી ઉપજે છે ?

ઉ૦ અજ્ઞાન અને મિથ્યાત્વના ઉદયથી જીવને ઉદ્વેગતા ઉપજે છે, વીર્યાંતરાયના ઉદયથી અસ્થિરતા ઉપજે છે, વેદની કર્મના ઉદયથીં અશાતા ઉપજે છે અને અવિરતિ તથા ચારિત્ર મોહનીયના ઉદયથી આકુલતા ઉપજે છે.

૫૧ પ્ર૦ અપાત્ર, કુપાત્ર, પાત્ર, અને સુપાત્ર દાન કોને કહીએ.

ઉ૦ શ્વાનાદિકને આપવું તે અપાત્રદાન, તેથી યશકીર્તિ રૂપ અલ્પ માત્ર ફળ મળે, કુલીંગી તાપસાદિક ને આપવું તે કુપાત્રદાન, તેથી પાપાનુંબંધી પુન્યરૂપ ફળ મળે, સમ્યક દ્રષ્ટિને તથા દેશવિરતિ સાધર્મિજનોને ભક્તિભાવે આપવું તે પાત્રદાન, તેથી પુન્યાનુંબંધી પુન્ય ઉપજી ભવ ભ્રમણ ઘટાડે અને તીર્થંકર ગણધર ભાવાચાર્યાદિક સંતજનોને પરમ ભક્તિ ભાવે આપવું તે સુપાત્ર દાન, તેથી મહાપુન્યાનું બંધી પુન્ય ઉપજી અલ્પ કાલમાં મોક્ષ પ્રાપ્ત થાય.

૫૨ પ્ર૦ શાસ્ત્રમાં વર્ણવેલા દશ પ્રકારનાં સત્ય કયા ?

ઉ૦ જનપદ સત્ય, સમય સત્ય, સ્થાપના સત્ય, નામ સત્ય, રૂપ સત્ય, પ્રત્યય સત્ય, વ્યવહાર સત્ય, ભાવ સત્ય, યોગ સત્ય, અને ઉપમા સત્ય, એ દશ સત્ય,

૫૩ પ્ર૦ પાંચ ઇંદ્રિયોના બધા મળી વિષય વિકાર કેટલા.

ઉ૦ રાગ દ્વેષ યુક્ત સચિત્ત અચિત્ત અને મીશ્ર–શુભ તથા અશુભ શબ્દ રૂપ. રસ ગંધ અને સ્પર્શ સંબંધી સકળ વિષય વિકાર એકઠા કરતાં ( ૨૫૨ ) ભેદ થવા પામે છે.

૫૪ પ્ર૦ સમ્કૃત્વ પ્રપ્તિમાં કયી પાંચ લબ્ધિની આવશ્ય-
કતા કહી છે.

ઉ૦ ૧ કાલ લબ્ધિ તે આયુવર્જિત સાત કર્મની ઉત્કૃષ્ટ સ્થિતિને ઘટાડી એક કોડા કોડી સાગરોપમ પ્રમાણુ કરે એવા યથા પ્રવૃત્તિકરણુ પૂર્વક ચરમાર્વતે જીવ આવે ત્યારે કાલ લબ્ધિ પાકી કહેવાય.

૨ ઇંદ્રિય લબ્ધિ તે સંજ્ઞી પચેંદ્રિયપણું પ્રાપ્ત થવું ૩ ઉપદેશ લબ્ધિ તે સદ્ગુરૂપાસે ઉપદેશ પામી જીવ બુઝે. ૪ ઉપશમ લબ્ધિ તે નિર્મલ પરિણામની ધારાએ ચઢતો જીવ વિષય કષાયને ઉપશમાવી અપૂર્વ કરણુ કરી ગ્રંથી ભેદ કરે અને ૫ પ્રયોગ લબ્ધિતે અંતર કરણુ રૂપ પૂ-ર્વક અનિવૃત્તિકરણુ કરતાં સ્વપર ભેદ જ્ઞાન રૂપ સમક્તિ પામે.

૫૫ પ્ર૦ સ્વાત્મ સમવસ્થાન ઉપયોગ રૂપ ધ્યાન દશા શી રીતે પામી શકાય.

ઉ૦–મોહસ્થિતિ ઘટવાથી વિષય વાંચ્છા સમે એટલે મનની ચંચળતા ઘટે અને મનની ચંચલતાં ઘટે એટલે વિષય વાંછા શમે એટલે મન શાંત થઈ એકાગ્ર બની જાય—સ્વરૂપમાંજ સ્થિત થાય પરંતુ એ દશા કોઇ વિરલા જીવ દ્રઢ અભ્યાસથી પ્રાપ્ત કરી શકે તેમની આત્મ દશા ઘણી ઉંચી હોય.

૫૬ પ્ર૦–ઉત્સર્ગ અને અપવાદ માર્ગ એકજ આત્માર્થીપણારૂપ સાધક દશાજ છે તે શી રીતે.

ઉ૦ ત્રણ ગુપ્તિયેં ગુપ્તા રહેવું એ ઉત્સંર્ગ માર્ગ અને પ્રયો-જન વિશેષેં પાંચ સમિતિએ સમિતાં થઇ ચાલવું તે

અપવાદ માર્ગ એ ઉભય મોક્ષ સાધક દશા રૂપજ છે પ્રથમનો માર્ગ અત્યંત કઠણ છે તેમાં જ્યારે સંપૂર્ણ ટકી ન શકાય ત્યારે તેથી કંઇક કોમળ આલંબન લઇ ફરી મનને પૂર્વલા માર્ગમાં સ્થિર કરવા પ્રયત્નશીલ બનવું એ બીજો અપવાદ માર્ગ પણ કારણે ભવભીરૂ સરલ–ભદ્રક—પરિણામીને હિતકારીજ થાય છે પરંતુ તે સાપેક્ષ દ્રષ્ટિવંતને ફાયદો કરી શકે છે, નિર્પેક્ષપણે વર્ત-નાર અને ખોટો ડોળ કરનારને તો તે કેવળ ક્લેશકારી થવા પામે છે.

૫૭ પ્ર૦ પાંચનોધમ્મિયા (અધર્મિ) પ્રાણી કહ્યા છે તે કયા.

ઉ૦ જ્ઞાત કુળથી ભ્રષ્ટ એટલે વંઠેલા જીવ ૨ ધર્મખાતાના નિશુક પરિણામે હરામ દાનતે પગાર ખાનારા તથા દેવ દ્રવ્ય ગુરૂદ્રવ્ય જ્ઞાન દ્રવ્યાદિકના ખાનારા ૩ વિષયલોલુપી ૪ વ્યભિચાર વડે સાધ્વીના પેટે અવતરેલા અને ૫ દેવ ગુરૂ ધર્મની નિંદા કરનાર એ પાંચ નોધમ્મિયા કહ્યા છે.

૫૮ પ્ર૦ જીવને પરભવનું આયુ શી રીતે બંધાય છે તથા તે કે-ટલા પ્રકારનું છે.

ઉ૦ સોપક્રમિ અને નિરૂપક્રમિ એ બે પ્રકારનું આયુ હોય છે તેમાં યુગાલિક મનુષ્ય અને તિર્યંચતથા તિર્થંકરાદિક ત્રેષઠ શલાક પુરૂષ અને ચરમ શરીરીને તો નિરૂપક્રમિ આયુ હોય છે બીજાને સોપક્રમિ પણ હોય છે. દેવ અને નાર-કીને સ્વભવ આયુ છ માસ બાકી રહેતાં પરભવ આયુ બંધાય છે, બીજાને ઘણું કરીને સ્વભવ આયુમાં ત્રીજે

ભાગ બાકી રહે ત્યારે અને છેવટે અંતર્મુહૂર્ત બાકી રહે ત્યારે ત્રણ આકર્ષ (ડચકાં) વડે આયુ કર્મનાં પુદ્ગલોને આકર્ષી પરભવાયુ બંધાય છે (અંતર્મુહૂર્તમાં)

૫૯ પ્ર૦ આકુટ્ટી, દર્પ પ્રમાદ અને કલ્પનો શબ્દાર્થ કહેશો ?

ઉ૦ ઉપયોગ રહિત ઉદ્ધતપણે પાપ કર્મ કરવાં તે આકુટ્ટી, અહંકાર ઈર્ષા કે ચડસા ચડસીથી માર્ગમાં જતાં ઘોડા બળદાદિકને દોડાવવા વિગેરે જે યતના રહિત નિર્દયપણે કામ કરવા તે દર્પ. રાત્રે કે દિવસે પુંજ્યા પ્રમાર્જ્યા વગર-જયણા વગર બેદરકારીથી ગમના ગમનાદિક ક્રિયા કરવી તે પ્રમાદ. અને ગીતાર્થ-બહુ શ્રુતાદિકની આજ્ઞા અનુસારે સંયમ માર્ગનો ખપ કરવો કરાવવો તે કલ્પ, તેથી વિરૂદ્ધ આચરણ સેવવું તે અકલ્પ જાણવો.

૬૦ પ્ર૦ દેવગતિમાં લેશ્યા આશ્રી અલ્પ બહુત્વ કહેશો ?

ઉ૦ શુક્લ લેશ્યાવંત દેવ સર્વથી થોડા. પદ્મ લેશ્યાવંત દેવ તે કરતાં અસંખ્યાત ગુણાધિક, તે કરતાં કૃષ્ણ લેશ્યાવંત અધિક. તે કરતાં નીલ લેશ્યાવંત અધિક, તે કરતાં કાપોત લેશ્યાવંત અધિક, અને તે કરતાં તેજો લેશ્યાવંત જ્યોતિષી દેવો અસંખ્યાત ગુણા જાણવા.

૬૧ પ્ર૦ સોપક્રમી આયુવંત જીવ અકાલે મુઓ કેમ કહેવાય ?.

ઉ૦ વેદના, કષાયાદિક તથા પ્રકારના ઉપક્રમ વડે ઉપઘાત લાગવાથી સર્વ આયુકર્મનાં દળીયાં પ્રદેશોદયે ભોગવી લઈ થોડાજ વખતમાં પુરાં કરી દીધાં હોય તેટલાંજ કર્મફળ વિપાકોદયે ભોગવતાં વધારે વખત લાગે પણ પ્રદેશોદયે તે બધાં ફળ અલ્પકાળમાં ભોગવી લીધાં હોતો તે અપેક્ષાએ અકાલ મરણ કહી શકાય.

૬૨ પ્ર૦ મનુષ્યમાં કઈ સોળ સંજ્ઞા કહી છે?

ઊ૦ આહાર, ભય, મૈથુન પરિગ્રહ, ક્રોધ, માન, માયા, લોભ, ઓઘ, અને લોકસંજ્ઞા, એ ઉપરાંત સુખ, દુઃખ, મોહ, વિતિગિચ્છા (જુગુપ્સા) શોક તથા ધર્મસંજ્ઞા એ સોળ સંજ્ઞા જાણવી.

૬૩ પ્ર૦ અઢાર દ્રવ્ય દિશા અને ભાવ દિશા કઇ કઇ?

ઉ૦ ચાર દિશી તથા ચાર વિદિશી અને તેનાં આઠ આંતરા તથા ઊર્ધ્વ દિશા અને અધો દિશા એવં ૧૮ દ્રવ્ય દિશા જાણવી. શ્રી આચારાંગ સૂત્ર મધ્યે પૃથિવકાય, અપકાય, તેઉકાયા વાયુકાય, એ ચાર, અગ્ર બીજ, મૂળ, બીજ, પર્વ બીજ. અને સ્કંધ બીજ એ ચાર વનસ્પતિના ભેદ, બેઇંદ્રિય, તિઇંદ્રિય, ચઉઇંદ્રિય અને પંચ ઇંદ્રય એ ચાર તથા સંમુચ્છિમ મનુષ્ય કર્મ ભૂમિજ, અકર્મ ભૂમિજ તથા અંતર્દ્વીપજ મનુષ્ય તેમજ દેવતા, નારકી એ બધા મલી ૧૮ જીવભેદ ભાવ દિશા રૂપ કહેલી છે.

૬૪ પ્ર૦ નીલી, ગળીમાં રંગેલા વસ્ત્રમાં કેટલા વખતમાં જીવ ઉપજે?

ઉ૦ તેવાં રંગેલા વસ્ત્રમાં મનુષ્યના પસીનાનો સંસર્ગ થતાં તત્કાલ ત્રસ જીવો ઉત્પન્ન થાય છે, રત્ન સંચયમાં કહ્યું છે.

૬૫ પ્ર૦ લબ્ધિ પર્યાપ્તિ અને કરણ પર્યાપ્તિનું સ્વરૂપ કહેશો?

ઉ૦ જે સ્વયોગ્ય સઘળી પર્યાપ્તિ પૂરી કરીને મરેજ તે પહેલાં ન મરે તે લબ્ધિ પર્યાપ્ત અને જેમણે શરીર ઇંદ્રિયાદિક, પર્યાપ્તિ, નીપજાવી લીધી છે તે કરણ પર્યાપ્ત સમજવા,

તે ન નીપજાવી હોય ત્યાં સુધી કરણુ અપર્યાપ્ત અને આ-
રભેલી પર્યાપ્તિ પૂરી કર્યા વગરજ મરે તે લબ્ધિ અપર્યાપ્ત
તે તે પુદ્ગલ પરિણુમન હેતુ રૂપ શક્તિ વિશેષ પર્યાપ્તિ
જાણુવી.

૬૬ પ્ર૦ પર્યાપ્તિ અને પ્રાણુમાં શો તફાવત છે?

ઉ૦ પર્યાપ્તિ ઉપજતીવેળાહોય અને પ્રાણુ જીવીતપર્યંત હોય.

૬૭ પ્ર૦ છદ્મસ્થ કોને કહીએ?

ઉ૦ જેના વડે આત્માના કેવલ જ્ઞાન દર્શન ઢંકાય, તેવી દશા
સ્થિતિમાં રહેલા હોય તેમને કેવલજ્ઞાન સિવાય બાકીનાં
ચાર જ્ઞાન પ્રગટ્યા હોય તો પણુ છદ્મસ્થજ કહેવાય.

૬૮ પ્ર૦ મુનિને અપ્રમત્ત દશાએ અનંત ગુણુ વિશુદ્ધિ કહી છે
તે શી રીતે?

ઉ૦ અપ્રમત્ત દશાએ આત્માનો તીવ્ર ઉપયોગ થતાં એકાગ્ર
ધ્યાન વડે આત્મ પ્રદેશ ઉપર રહેલી અનંતી કર્મ વર્ગ-
ણાની નિર્જરા થતાં આત્માની અનંત ગુણી વિશુદ્ધિ
સમયે સમયે થાય છે

૬૯ પ્ર૦ સિદ્ધિની અફુસમાણુ કે ફુસમાણુ ગતિ શી રીતે જાણુવી

ઉ૦ સમશ્રેણીના આકાશ પ્રદેશને ફરસે. તેથી ફુસમાણું ગતિ
અને તે શિવાયના વિષમ શ્રેણીના આકાશ પ્રદેશને નફ-
રસે તેથી અફુસમાણુ ગતિ જાણુવી. વળી એક સમયથી
બીજા સમયના અંતરને ન ફરસે તેથી પણુ અફુસમાણુ
ગતિ જાણુવી.

૭૦ પ્ર૦ ત્રણ પ્રકારના પુદ્ગલો દૃષ્ટાંતથી સમજાવશો ?

ઉ૦ વિશ્રસા પુદ્ગલ તે સ્વભાવેજ કોઈ નિમિત્ત પામીને વાદળાંની પેરે ઇંદ્ર ધનુષ્યાદિક આકાર-પરિણામને પામે. પ્રયોગસા—તે જીવના વ્યાપાર—ઉદ્યમે ઘટ પટ ભવનાદિક રૂપે નીપજે અને મિશ્રસા તે કંઇક સહજ સ્વભાવે અને કંઈક ઉદ્યમે વાજિંત્ર નાદાદિકની પરે જાણી લેવા.

૭૧ પ્ર૦ શ્રી તીર્થંકરના જન્માદિક કલ્યાણક વખતે સાતે નરકે કેવું ને કેટલું અજવાળું થાય ?

ઉ૦—પહેલી નરકે સૂર્ય સમાન ઉદ્યોત, બીજી નરકે વાદળે ઢંકેલા સૂર્ય સમાન, ત્રીજી નરકે પુનમના ચંદ્ર સમાન, ચોથી નરકે વાદળે ઢાંકેલ ચંદ્ર સમાન, પંચમી નરકે ગ્રહોના ઉદ્યોત સમાન, છઠી નરકે નક્ષત્રના ઉદ્યોત સમાન. સાતમી નરકે તારાના ઉદ્યોત સમાન જાણવું.

૭૨ પ્ર૦—૭ પ્રકારના પુદ્ગલનું સ્વરૂપ શું ?

ઉ૦—બાદર-બાદર તે ખડી માટી કે પાષાણ, જેના ખંડખંડ જૂદા જૂદા થઈ શકે. બાદર તે તેલ મધ પ્રમુખ જે ભેગા છતાં સાથે લાગ્યાં રહે બાદર સૂક્ષ્મ તે શરીરની છાયા. ધુમાડો પ્રમુખ જે નજરે દેખાયા છતાં હાથવતી ગ્રહાતાં નથી. સૂક્ષ્મ બાદર તે ગંધ રસ સ્પર્શ શબ્દાદિક નાપુદ્ગલો જે નજરે દેખાતા નથી પરંતુ સ્પર્શાદિક લક્ષણો જણાય છે. સક્ષ્મ તે અષ્ટકર્મની વર્ગણાના પુગલો, જે ચઉફર્શી હોવાથી નજરે દેખી શકાતાજ નથી અને સૂક્ષ્મ સૂક્ષ્મ તે છુટા પરમાણુ બે સ્પર્શવાળા અત્યંત સૂક્ષ્મ જાણવા.

૭૩ પ્ર૦-કેવલી સમુદ્ઘાત કયા કેવળી કેવલજ્ઞાની કરે ?

ઉ૦-જેમનું આયુષ્ય ૬ માસથી અલ્પ હોય અને શેષકર્મ ઘણા રહ્યાં હોય તે બધાને સમ કરવા અને વધારાના હોય તે ખપાવી દેવાને તેવા કેવલી આઠ સમય પ્રમાણ જેની અવધિ છે એવો કેવલી સમુદ્ઘાત કરી નિજ સકલ આત્મ પ્રદેશથી સકલ લોકાકાશ પૂરીને વધારાનાં કર્મ હોય તે સઘળા ખપાવી નાખે, એટલે પ્રદેશોદયે કર્મ ભોગવી લઇ અંતે અયોગી થઇને મોક્ષ પામે.

૭૪ પ્ર૦-સંક્ષેપે નિગોદનું સ્વરૂપ કહેશો ?

ઉ૦-સકલ લોકાકાશના જેટલા અસંખ્યાતા પ્રદેશ છે તેટલા અસંખ્યાતા ગોળા છે. એક એક ગોળામાં અસંખ્યાત નિગોદ છે તે એક એક નિગોદમાં અનંતાનંત જીવ હોય છે તેમાં પ્રત્યેક જીવને અસંખ્યાત પ્રદેશ છે. પ્રદેશે પ્રદેશે અનંતી કર્મવર્ગણાઓ છે અને એક એક કર્મ વર્ગણામાં અનંતા પુદ્ગલ પરમાણુઓ રહેલા હોય છે, તે પરમાણુમાં અનંત પર્યાય સમકાળે પરિણમે-એવી જીવ અને પુદ્ગલ શક્તિની અત્યંત સૂક્ષ્મતા જાણવી.

૭૫ પ્ર૦-એક સૂક્ષ્મ નિગોદમાં કેટલા અનંતા જીવ હોય છે ?

ઉ૦-ત્રણ કાળ (અતીત અનાગત અને વર્તમાનકાળ) ના જેટલા અનંતા સમય છે તે કરતાં અનંત ગુણા જીવ એક સૂક્ષ્મ નિગોદમાં હોય છે; તેથીજ જ્યારે જ્યારે કેવળી ભગવંતને સિદ્ધના જીવની સંખ્યા આશ્રી પૂછવામાં આવે

છે ત્યારે તે કહે છે કે એક સૂક્ષ્મ નિગોદના અનંતમા ભાગે સકલ સિદ્ધના જીવો જાણવા. મતલબ કે–સકળ સિદ્ધના જીવો કરતાં એક સુક્ષ્મ નિગોદમાં જીવો અનંત ગુણા હોય છે તેમાંથી એક સમયે કેટલા જીવ વ્યવહાર રાશીમાં આવે ? તો કહે છે કે જઘન્ય એક બે ત્રણ અને ઉત્કૃષ્ટ ૧૦૮ ટુંકાણમાં જેટલા જીવો એક સમય મોક્ષગતિ પામે તેટલા જીવો નિગોદમાંથી વ્યવહાર રાશીમાં આવે તેમ વ્યવહાર રાશીમાં આવેલા જીવ પાછા કર્મવશાત્ નિગોદમાં એક બે યવત્ અનંતા સુધી જાય. તે તેમાં ફરીને ગયા છતાં વ્યવહાર રાશિયાજ કહેવાય. તેવા વ્યવહાર રાશિયા જીવ નિગોદમાંથી નીકળે તો ઉત્કૃષ્ટ અનંતા નીકળે પણ અવ્યવહાર રાશિયા તો ઉત્કુષ્ટ ૧૦૮ સુધીજ એક સમયે નીકળે વધારે ન નીકળે.

પ્ર૦–ક્ષણ માત્ર સુખ અને બહુકાળ દુઃખ તે શી રીતે ?

ઉ૦–મધુબિંદુઆના દ્રષ્ટાંતે ક્ષણિક સુખ અને પારાવાર દુઃખ વિષય કષાય વશ જીવ દુર્લભ નરભવ હારી જઈ નરક તિર્યંચ ગતિમાં ઉપજે છે ત્યારે ત્યાં ઘણો કાલ પરવશપણે દુઃખ દાવાનલમાં પમાતો છતો જુર્યા કરે છે પરંતુ જો પ્રથમજ સ્વાધીનપણે આત્મ સાધન કરી લેવામાં સાવધાન રહેવાય તો પાછળથી પરાધીનપણે નરક તિર્યંચાદિક ગતિમાં વિરૂવા દુઃખ વેઠવા પડે નાહે.

૭૭ પ્ર૦-યુગ પ્રધાન આચાર્યમાં કેવા ગુણ હોય છે

ઉ૦-પ્રતિ રૂપાદિક ચૌદ ગુણો જે ઉપદેશ માળાની શરૂઆતમાં શાસ્ત્રકારે વર્ણવેલા છે તે જાણવા.

૭૮ પ્ર૦-તપ સંજમ દાન અર્ચન અને અનશનથી શું ફળ પ્રાપ્ત થાય છે ?

ઉ૦-તપ સંજમવડે મોક્ષ; દાનવડે ઉત્તમ ભોગ દેવાર્ચનવડે રાજ્ય સંપદા અને અનશન વડે ઇંદ્ર પણું પ્રાપ્ત થઇ શકે છે.

૭૯ પ્ર૦-ક્યા જીવ અહિં મરી મહાવિદેહમાં નવમે વર્ષે કેવળી થાય.

ઉ૦-મિથ્યાદૃષ્ટિ છતાં ભદ્રક પરિણામે એવા કોઇ ભવ્ય જીવ અહિં ભરત ક્ષેત્રમાંથી કાળ કરી મહાવિદેહ ક્ષેત્રમાં અવતરી દિક્ષા લઈ નવમા વર્ષે કેવળી થઇ શકે

૮૦ પ્ર૦-ષટ દર્શનનાં નામ ફરમાવશો

ઉ૦-બોધ. નૈયાયિક. સાંખ્ય. જૈન. વૈશેષિક. તથા ચાર્વાક એ છ દર્શન લેખાય છે.

૮૧ પ્ર૦-આ ચોવીશીમાં ત્રેશઠ શલાકા પુરૂષનાં જીવો કેટલા તથા, તેનના માતા અને પિતાના જીવોની સંખ્યા કેટલી

ઉ૦-૧૬-૧૭-૧૮-મા તીર્થંકર પણ ચક્રીવર્તીપણું પામેલા હતા તે ત્રણ તથા વીર પ્રભુનું જીવ પ્રથમ ત્રિપુષ્ટ વાસુદેવ થયેલ હતે. તે સુધાં ચારને, ત્રેશઠમાંથી બાદ કરતાં ઓગણસાઠ જીવ જાણવા તે બધાઓની માતાઓ સાથે ત્રિપૃષ્ઠની માતા ઉમેરતાં (૬૧) માતાઓ અને નવ

વાસુદેવ બલદેવના પિતા એક સથાનજ હેવાથી પિતાઓ ની સંખ્યામાં નવ બાદ કરતાં (૫૨) પિતા થાય.

૮૨ પ્ર૦–એક પૂવમાં કેટલાં વર્ષો વીતિ જાય

ઉ૦–૮૪ લાખને ૮૪ લાખે ગુણતાં ૭૦ લાખ કરોડ ૫૬ હજાર કરોડ એટલાં બધાં વર્ષો એક પૂર્વમાં વીતિ જાય.

૮૩ પ્ર૦–અઢાર ભાર વનસ્પતિ કહેવાય છે તેમાં ભારનું માન કેટલું તથા કઇ કઇ વનસ્પતિ મળીને અઢાર ભાર માન થાય ?

ઉ૦–હરેક જાતિની વનસ્પતિનું એક એક પત્ર લેઇ ઢગલો કરાય તો ચાર ભાર માન કેવળ ફૂલમયી વનસ્પતિ આઠ ભાર ફળફુલ પાનમયી, અને છ ભાર માન વેલમાંથી વનસ્પતિ જાણવી ત્રણ કરોડ આઠ લાખ બાર હજાર નવસો સિતોતેર મણે એક ભાર જાણવો

૮૪ પ્ર૦–નવનિયાણાનું સ્વરૂપ સંક્ષેપથી તેના ફળ સાથે કહેશો.

ઉ૦–રાજાદિક થવાની ઇચ્છા. ૧ શેઠ તથા અમાત્ય થવાની ઇચ્છા ૨ સ્ત્રી થવાની ઇચ્છા ૩ દેવભોગની ઇચ્છા ૪ દેવી ભોગની ઇચ્છા ૫ નપુસક થવાની ઇચ્છા ૬ તેમજ વળી શ્રાવક થવાની ઇચ્છા ૭ દરિદ્ર-નિર્ધન થવાની ઇચ્છા ૮ કર્મ રહિત થવાની ઇચ્છા ૯ એ નવ નિયાણા તેમાં પ્રથમનાં છનિયાણા કરનાર દુર્લભ બોધી થાય પ્રાયઃ ધર્મ શ્રદ્ધા પામે નહિ સાતમાં નિયાણાવાળાને દેશ વિરતિ ઉદય ન આવે આઠમાવાળાને સર્વ વિરતિ

ઉદય ન આવે અને નવમાવાળાને મુક્તિ ન થાય એટલા માટે નિયાણું વર્જવાનું કહ્યું છે

૮૫ પ્ર૦—આવળની છાલમાં કેટલા જીવ હોય છે

ઉ૦—અસંખ્યાત જીવ હોય એમ શ્રી પન્નવણાના પહેલા પદમાં કહ્યું છે

૮૬ પ્ર૦—સાધુ મુનિરાજના સત્તાવીશ ગુણ કહેશો

ઉ૦—૭ વ્રત (પાંચ મહાવ્રત અને રાત્રી ભોજન વિરમણવ્રત) અને ૭ કાય, ( પાંચ સ્થાવર અને ત્રસકાય ) ની રક્ષા, પાંચ ઇંદ્રિયોનો નિગ્રહ. લોભ નિગ્રહ. ક્રોધ નિગ્રહ. ભાવ વિશુદ્ધિ, પ્રતિ લેખના વિશુદ્ધિ, સંજમ યોગ યુક્તતા, મન વચન કાય કુશળતા શીતાદિક પીડ સહન તથા મરણાંત ઉપસર્ગ સહન એ ૨૭ ગુણવડે વિભૂષિત મુનિજનો હોય છે

૮૭ પ્ર૦—ચૌદ પૂર્વધર આહારક શરીર કેટલીવાર કરે

ઉ૦—એક ભવમાં બે વાર અને આખા ભવચક્રમાં ચાર વાર કરે,

૮૮ પ્ર૦—પુદ્ગલ પરમાણુ અને પ્રદેશમાં શો તફાવત ?

ઉ૦—સ્કંધથી છુટો હોય તે પરમાણુ કહેવાય અને એજ પરમાણુ સ્કંધ સાથે લાગેલો હોય તો તે પ્રદેશરૂપ લેખાય,

૮૯ પ્ર૦—સાધુજનો નિગ્રંથ કેમ કહેવાય છે ?

ઉ૦—ધન ધાન્યાદિક નવ પ્રકારનો બાહ્ય પરિગ્રહ , અને ત્રણ વેદ (વિષયાભિલાષ,) હાસ્યાદિક ષટક, મિથ્યાત્વ અને

ચાર કષાય એ ચૌદ પ્રકારનો અભ્યંતર પરિગ્રહ (ગ્રંથિ ગ્રંથ) નો ત્યાગ કરવાથી સાધુજનો નિર્ગ્રંથ લેખાય છે.

૯૦ પ્ર૦—સમકિત ગુણ પ્રગટયાનું સ્પષ્ટ સમજાય એવું ચિન્હ શું?

ઉ૦—જેમ મેઘનો ઉદય દેખી અથવા ગર્જારવ સાંભળીને મોર નાચે છે કુદે છે અને કેકારવ કરે છે તેમ શ્રી જિનેશ્વર પ્રભુનું મંગળમય નામ શ્રવણ કરી તેમની મંગલકારી મુદ્રા નિરખી જે ભવ્ય જીવને બાહ્ય અભિંતર હર્ષોત્કર્ષ પ્રગટ રોમાંચ ખડાં થાય તે તેનું ચિન્હ જાણવું.



